॥ ॐ ॥

॥ श्रीसद्गुरुर्विजयतेतमाम् ॥

# ॥ दुराचारगिरिवज्र ॥


લેખક

**પૂજ્યપાદ શ્રીમન્ નથુરામશર્મા.**

**બીલખા.** કાઠીઆવાડ



પોતાના સ્વર્ગસ્થ પિતા શ્રીયુત **નરભેરામ અનુપરામ ત્રવાડીના**
શ્રેયસમાટે છપાવી પ્રસિદ્ધ કરનાર તેમના પુત્ર

**જમિયતરામ નરભેરામ ત્રવાડી.**
પગથિયા શેરી, **સુરત.** ગુજરાત


**"कर्तव्यमेव कर्तव्यं प्राणैः कंठगतैरपि ।**
**अकर्तव्यं न कर्तव्यं प्राणैः कंठगतैरपि ॥"**


સર્વ અધિકાર લેખકશ્રીને અધીન



**સુરત**—ચૌટાના પુલ ઉપર આવેલા "**સુરત સિટિ**" પ્રિન્ટિંગ
પ્રેસમા **ઠાકોરદાસ માનસિંહે** છાપ્યુ.

દ્વિતીયાવૃત્તિ — પ્રતિ ૧૦૦૦

શાઃ ૧૮૪૫ સંવત્ ૧૯૮૦ ઈ સ ૧૯૨૪

**મૂલ્ય રૂા. ૦-૪-૬**

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ
૧૧૪૧૯

" ज्ञानकर्मोपासनाभिर्देवताराधने रतः ।
शान्तो दान्तो दयालुश्च ब्राह्मणश्च गुणैः स्मृतः ॥ "

शुक्राचार्य

" योगस्तपो दमो दानं सत्यं शौचं दया श्रुतम् ।
विद्या विज्ञानमास्तिक्यमेतद् ब्राह्मणलक्षणम् ॥ "

वसिष्ठमुनि.

**ભાવાર્થ**—જે જ્ઞાન, કર્મ અને ઉપાસનાવડે પરમાત્માના આરાધનમા પ્રીતિવાળો, શાંત, ઇન્દ્રિયોને નિયમમા રાખનારો અને દયાલુ હોય તે ગુણોવડે બ્રાહ્મણ કહ્યો છે

યોગ, તપ, ઇન્દ્રિયનિગ્રહ, દાન, સત્ય, પવિત્રતા, દયા, સત્‌શાસ્ત્રનુ શ્રવણુ, વિદ્યા, સત્‌શાસ્ત્રે પ્રતિપાદન કરેલા વિષયનો અનુભવ અને આસ્તિકતા આ બ્રાહ્મણના લક્ષણો છે

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ

ૐ

## દ્વિતીયાવૃત્તિની પ્રસ્તાવના.

જો કોઈ પણ દેશની પ્રજાએ વાસ્તવિક સુખી થવુ હોય તો તેણે ધર્મ, ધર્મશાસ્ત્રો, સત્પુરુષો અને તે સર્વથી પ્રાપ્ત થતો સદાચાર એમને સર્વ કાલ ઉપર રાખવા જોઇએ, કોઈ પણ હેતુથી કયારે પણ તેમને દબાવા દેવા ન જોઇએ અર્થકામની તૃષ્ણાથી સત્તા કે સ્વતત્રતાની મહત્ત્વાકાક્ષાથી પણ-જ્યા જ્યા ધર્મની, ધર્મશાસ્ત્રોની, સત્પુરુષોની ને તે સર્વના પરમપવિત્ર અને પરમહિતકારક ઉપદેશની અવગણના થાય છે ત્યાં ત્યા પ્રજાને અનિચ્છિત એવા અશાતિ ને દુખ આવ્યા વગર રહેતા નથી કાલવશાત્ રજોગુણતમોગુણના પ્રાબલ્યથી ક્ષુભિત અને મોહિત થયેલી બુદ્ધિને આ વાત કદાચ સત્યરૂપે પ્રતીત ન થાય, તથાપિ ભૂતકાલ અને વર્તમાનકાલ એ પરમસત્યની પોકારીને સાક્ષી પૂરી રહ્યા છે, તથા તેને પ્રત્યક્ષ બતાવી રહ્યા છે, જે જાગ્રત્ પુરુષો સાંભળે છે, તથા જુએ છે

અર્થકામની અયોગ્ય તૃષ્ણાના ઝેરી મોજા દેશદેશાતરના વાતાવરણમાથી આર્યાવર્તમા પણ આવી રહ્યા છે, અને તેથી આર્યપ્રજાનો અમુક અશ મુગ્ધ થવા લાગ્યો છે-કર્તવ્યાકર્તવ્યનું ભાન ભૂલવા લાગ્યો છે રજસ્તમોગુણરૂપ લાલ અને કાળા રાક્ષસોએ તથા તેમને અનુસરનારી અયોગ્ય તૃષ્ણારૂપ ભયકર રાક્ષસીએ સપીને તેમને આશ્રય આપનાર યૂરોપના ઘણા દેશોને કેવી દુર્દશામાં ડૂબાડી દીધા છે, અને તેના છાટા દુનિયાના બીજા દેશોને પણ કેટલા ઊડયા છે તે જ્ઞાતા પુરુષોથી અજાણ્યુ નથી; વર્તમાન 'વિષમ સમયે' ધર્મ અને તે દ્વારા પ્રાપ્ત થતા વ્યવહારપરમાર્થના કર્તવ્યનું સુદૃઢપાલન એજ ઉપરના ભયકર રાક્ષસો તથા રાક્ષસીથી આર્યપ્રજાના રક્ષણનો

ઉપાય છે એમ પૂર્વાપરનો વિચાર કરનારો અનુભવી વિદ્વદ્વર્ગ સૂચવી રહ્યો છે પ્રજાના અને ભિન્ન ભિન્ન વર્ણના-જ્ઞાતિઓના-અગ્રણીઓએ આ વાત લક્ષમા લેવાજેવી છે

અત્ર નોધ કરવાની આવશ્યકતા છે કે કેટલાંક વર્ષોથી વિદેશી વિધર્મી પ્રજાઓના આચારવિચારોની ભારતીય પ્રજાના અમુક અશના મનઉપર જે માઠી અસર થવા લાગી છે તેમા ગમે તેવા ઇષ્ટાનિષ્ટ વ્યવહાર ને અયોગ્ય પ્રવૃત્તિનું પ્રતિપાદન કરનારી મોહક નવલકથાઓ તથા વાર્તાઓ બહુ ઉમેરો કરી રહી છે. બાળકો અને યુવાનોને એ ચેપથી બચાવવાને તેમની પાસે આપણા જુના ઇતિહાસ-મહાભારત, રામાયણાદિ-, પુરાણ ને વાતોના પુસ્તકો, જે સમર્થ મહાપુરુષોના અનુભવના ભડારરૂપ હોઇ વ્યવહારપરમાર્થનો અનુત્તમ સિદ્ધ માર્ગ દર્શાવનારા છે તે, તેમના અધિકારપ્રમાણે વિભાગ પાડીને મૂલ તથા ભાષાતરરૂપે મૂકવા જોઇએ. વળી ખાનગી શિક્ષણસસ્થાઓમા ઇતિહાસ કે ચારિત્ર્યના વિષયતરીકે એમાંનો આવશ્યક ભાગ ચુંટી કાઢીને શીખવવો જોઇએ એથી પ્રજામા ધર્મનિષ્ઠા, સદાચાર, કર્તવ્યનિષ્ઠા, સ્વાશ્રય, આત્મસયમ, પરોપકાર ને આત્મભોગાદિ ઉત્તમ ગુણો કેળવાવાનો પાકો સભવ છે.

આ પુસ્તકને લગતુ જે વિશેષ કહેવાનુ છે તે પ્રથમાવૃત્તિની પ્રસ્તાવનામા વિસ્તારથી કહ્યુ છે

આ દ્વિતીયાવૃત્તિમા કોઈ કોઈ સ્થલે થોડો સુધારોવધારો પૂજ્યપાદ લેખકશ્રીભણીથી કરવામા આવ્યો છે ઇતિશિવમ્

| | |
|---|---|
| **શ્રીઆનદાશ્રમ, બીલખા.** | શ્રીનાથપાદપદ્મપરાગાંકિત |
| રામનવમી સ. ૧૯૭૯ | **માણિક્યવર્મા.** |

ॐ

# પ્રથમાવૃત્તિની પ્રસ્તાવના.

જેમણે અમને[1] ધર્મ આપ્યો છે, જેમણે અમને નીતિ આપી છે, જેમણે અમને જ્ઞાન[2] આપ્યુ છે, ને જેમણે અમને મનુષ્યત્વ આપ્યુ છે તે પરમપૂજ્ય બ્રહ્મકુલને-ઋષિમુનિઓને અને તેમના વશજોને-સપ્રેમ પુન પુન નમસ્કાર

"जन्मना जायते शूद्रः संस्काराद्‌द्विज उच्यते।
वेदाभ्यासाद्भवेद्विप्रो ब्रह्म जानाति ब्राह्मणः ॥"

(બ્રાહ્મણનો પુત્ર જન્મવડે શૂદ્રજેવો ઉપજે છે, સંસ્કારવડે તે દ્વિજ કહેવાય છે, પશ્ચાત વેદનો અભ્યાસ કરવાથી તે વિપ્રપણાને પામે છે, અને બ્રહ્મને-પરમાત્માને-જાણે છે તે બ્રાહ્મણ છે )

એ શ્લોકમા બતાવેલું બ્રાહ્મણનુ સ્વરૂપ ક્યા ? તથા

" शमो दमस्तपः शौचं क्षांतिरार्जवमेव च।
ज्ञानं विज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥"

(મનને વશ રાખવુ, ઇંદ્રિયોને વશ રાખવી, શરીરને નઠારા કર્મોથી રોકી સારા કામોમા જોડવુ, શરીરની તથા મનની શુદ્ધિ, દુર્જનોએ કડવુ વચનોથી તિરાદર કર્યા છતા વા માર માર્યા છતા પણ મનમા ક્રોધાદિ વિકાર ન ઉપજવા દેવા, કુટિલતાથી રહિતપણુ, છ અગોસહિત વેદને તથા વેદના અર્થને જાણવા, કર્મકાડવિષે યજ્ઞાદિ કર્મોમા કુશળપણુ, ને જ્ઞાનકાડમા આત્માનો અનુભવ, અને આસ્તિકપણું એ નવ સાત્વિક સસ્કારોથી થયેલા બ્રાહ્મણના કર્મો છે.)

---

1 ભરતખડની પ્રજાને 2 અનેક તરેહનુ શાસ્ત્રીય તથા વ્યાવહારિક.

એ શ્લોકમા **શ્રીભગવાને ગીતામા કહેલા બ્રાહ્મણના કર્મો ક્યા? અને ગુજરાતના બ્રાહ્મણોના કેટલાક ભાગની વર્તમાન સ્થિતિ ક્યા? બન્નેમા જમીનઆસમાનજેટલો ફરક શાથી પડી ગયો હશે?**

પ્રકાશ અને અધકાર એ બેમા જેટલો ભેદ છે તેટલોજ, અથવા તે કરતા પણ વધારે ભેદ જ્ઞાન અને અજ્ઞાનમા છે જ્ઞાન સર્વ સુખનુ મૂળ છે, અને અજ્ઞાન સર્વ દુખનુ મૂળ છે

જ્ઞાન-પ્રકાશ-રૂપ દેવની ઉપાસના જ્યા જ્યા ઓછી થાય છે, ને તેને પરિણામે જ્યા જ્યા તેની ગેરહાજરી થાય છે ત્યા ત્યા અજ્ઞાનરૂપ કાળમુખો નરકાસુર વગરનોતર્યો વિનાવિલબે હાજર થઈ જાય છે, અને દેશની પ્રજાને દેવજેવી સ્થિતિમાથી જોતજોતામા અસુરજેવી સ્થિતિમા મૂકી દે છે.

જ્યા જ્યા ચિંતા, ભય, ક્લેશ, શોક, ને દુખ હોય છે ત્યા ત્યા પ્રથમ અજ્ઞાનરૂપ રાક્ષસે પડાવ નાખી વહેમ, અસૂયા, ઈર્ષ્યા, કુસપ, અયોગ્ય વિષયવાસના, ક્રોધ, લોભ, મિથ્યાભિમાન, આલસ્ય, પ્રમાદ, દીર્ઘસૂત્રતા ને કર્તવ્યનિષ્ઠાનો અભાવ આદિ પોતાના કાર્યભારીઓ અને દૂતો તથા દૂતીઓદ્વારા પોતાનુ રાજ્ય જમાવ્યુ હોય છે સામાન્યરીતે ભરતખડી આર્યોના અનેક વિભાગમા વહેંચાયેલા ચારે વર્ણોના મોટા ભાગની,-ત્રણ વર્ણોના ગુરુ ભૂદેવોની પણ, અર્વાચીન સ્થિતિ એ અજ્ઞાનરૂપ રાક્ષસને આભારી છે

જેમની ઉત્પત્તિ **શ્રીવિરાટ્**ના મુખમાથી થઈ છે, જેઓ મૂળથીજ ધર્મગ્રથોના પઠનપાઠનદ્વારા ધર્મના આચાર્ય તથા ઉપદેશકનુ પવિત્ર કાર્ય કરતા આવ્યા છે, જેમની ધર્મ તથા તત્ત્વજ્ઞાનસબધિ શોધોએ હાલની જગત્‌ની સુધરેલી પ્રજાઓને પણ મોહિત કરી નાખી છે, જેમણે દેશકાલાનુસાર અનેક ગ્રથો રચીને **ભારતવર્ષમા ધર્મની વ્યવસ્થા**

જાળવી છે, અને દેશઉપર પડેલી અનેકાનેક આપત્તિઓમા ધર્મનુ અને ધર્મગ્રથોનુ રક્ષણુ કર્યું છે એવા પવિત્ર, પડિત અને પરોપકારી બ્રાહ્મણોના વશજોની શાસ્ત્રના અજ્ઞાન ને તે દ્વારા ઉપજતા અનાચાર–અશાસ્ત્રીયવર્તન–અયોગ્યવર્તન–ને લઇને થયેલી હાલની દુઃખી સ્થિતિ જોઇને સહૃદયને ખેદ થાય એ સ્વાભાવિક છે.

પ્રજાની ઉન્નતિ કે અવનતિનો આધાર તેમના ધર્મની ઉન્નતિ કે અવનતિ ઉપર છે એ નિર્વિવાદ સિદ્ધ છે. ધર્મની ઉન્નતિનો આધાર ધર્માચાર્યો, ધર્મોપદેશકો ને ધર્મના દૃષ્ટાતરૂપ થનારપર છે. ધર્માચાર્યો, ધર્મોપદેશકો ને ધર્મના દૃષ્ટાતરૂપ થનાર બ્રાહ્મણો છે માટે આર્યાવર્તની પ્રજાની ઉન્નતિઅર્થે તેમની સ્થિતિ પ્રથમ સુધરવી જોઇએ, અને તેમ થાય તેટલામાટે પૂજ્યપાદ કૃપાસિધુ સદ્ગુરુપરમાત્મા શ્રી ૧૦૦૮ **નથુરામશર્મા** એઓશ્રીએ સમયાનુસાર **શ્રીઔદીચ્યહિતેચ્છુ**-પત્રમા દુરાચારગિરિવજ્ર એ નામનો લેખ થોડા વર્ષપર લખેલો, તે પુન સુધારીવધારીને પુસ્તકરૂપે પ્રસિદ્ધ કરવામા આવ્યો છે.

આ પુસ્તકમા દુરાચારનુ ખડન તથા સદાચારનો બોધ કરતા દ્વિજોના ષટ્કર્મને લગતી ધાર્મિક ક્રિયાઓનુ અપૂર્વ રહસ્ય સ્થળે સ્થળે દર્શાવવામા આવ્યુ છે તે, તથા શુભ વિચાર ને શુભ ક્રિયારૂપ ભિન્ન ભિન્ન સદાચારના કારણો દર્શાવવામા આવ્યા છે તે, અધિકારી સજ્જનોને વિશેષ આનદપ્રદ થશે. સધ્યાનો વેદાતાનુસાર વિચાર, જપના લાભ, તર્પણુનો હેતુ, દેવપૂજનની અગત્ય ને તેના રુચિભેદે પ્રકારો, પચમહાયજ્ઞ ( વૈશ્વદેવ ) કરવાના કારણો એ વિષયો, અને તેમાં પણ દેવપૂજનસબધિ સર્વ મતપથવાળાને અનુકૂળ આવે તેવા જે કલ્યાણકારી ઉદાર વિચારો દર્શાવ્યા છે તે અત્યત મનનીય છે એમ સહર્ષ સપ્રેમ લખી જવાય છે

આ ગ્રંથની ભાષા કોઇ કોઇ સ્થળે, મિષ્ટતાથી આચ્છાદિત છતા, સહજ કટુ જણાશે તથાપિ તે હેતુપુરસર અને "કડવુ ઓસડ મા પાય" એ ન્યાયે છે એમ વિવેકીને જણાયા વિના રહેશે નહિ.

આ લેખ બ્રાહ્મણોને માટે, અને તેમા પણ ઔદીચ્યબ્રાહ્મણોને ઉદ્દેશીને લખાયેલો છતા પણ પોતાની ઉન્નતિ કરવાને ઇચ્છતા અન્ય દ્વિજોને, અને પ્રકારાતરે ધર્મજિજ્ઞાસુ શૂદ્રોને પણ તેમનો ઘણો ભાગ ઉપયોગી થઇ શકે એમ છે એમ જ્ઞાતા પુરુષો જોઇ શકશે.

કૃપાના મહોદધિરૂપ શ્રીઅન્તર્યામી પ્રભુની કૃપાથી પૂજ્ય ભૂદેવો પોતાની પ્રાચીન ઉત્તમોત્તમ સ્થિતિને પ્રાપ્ત કરો, અને અમને-ભારતીય પ્રજાને- દયાદૃષ્ટિથી ઉપદેશો અસ્તુ

આનદાશ્રમ બીલખા.<br>
સ ૧૯૭૦ ના આશ્વિનસુદિ ૧

શ્રીનાથપાદપદ્મપરાગાંકિત<br>
માણિક્યવમ .



આ પુસ્તકના ૧થી ૧૬ પૃષ્ઠ "સુરત સમાચાર" પ્રીન્ટીંગ પ્રેસમા, ૧૭થી ૬૪ પૃષ્ઠ સુરત, "નવયુગ" પ્રી૰ પ્રેસમા અને ૬૫થી ૮૦ પૃષ્ઠ તથા પ્રસ્તાવનાઆદિ "સુરત સિટિ" પ્રી૰ પ્રેસમા ઠાકોરદાસ માનસિંગે છાપ્યુ.

ॐ

# અનુક્રમણિકા.




| વિષયોના નામો | પૃષ્ઠાંક. |
|---|---|
| મંગલાચરણ, લેખનો હેતુ અને પ્રાસંગિક સૂચન. ... | ૧ |
| શુભ વિચાર ને શુભ ક્રિયારૂપ સદાચાર પાળવાના લાભ ને દુરાચારના સેવનથી થતી હાનિ. . . ... | ૪ |
| સૂર્યોદયપહેલા ઊઠવાની અગત્ય . .. | ૬ |
| પ્રાત:કાલે પરમાત્મસ્મરણાદિ કર્તવ્ય છે. . ... | ૯ |
| મલમૂત્રમા તથા શૌચક્રિયામા રાખવી જોઇતી સાવધાનતા. .. | ૧૧ |
| દંતધાવનવિષે . ... . .. . | ૧૬ |
| સ્નાનના લાભ અને તેના પ્રકારો આદિ ... ... | ૧૭ |
| સંધ્યાવદન એટલે શુ? ને તેના અધિકારભેદે પ્રકાર. ... | ૨૦ |
| કનિષ્ઠ તથા મધ્યમ અધિકારીમાટે સંધ્યાવદનના મંત્રોના ... | |
| અર્થના સૂચનપૂર્વક ઉત્તમાધિકારીમાટે સંધ્યાવદનના મંત્રોના ... | |
| અર્થાદિનું નિરૂપણ. ... ... .. . . ... | ૨૨ |
| દ્વિજને સંધ્યાવદન કરવાની શાસ્ત્રાજ્ઞા. ... ... ... | ૩૮ |
| સંધ્યાવદનસંબંધિ કેટલીક સૂચના ... ... ... | ૪૦ |
| જપના લાભ અને તેના પ્રકાર ... ... ... | ૪૨ |
| બ્રાહ્મણે પ્રત્યક્ષ ( બાહ્ય ) હોમ અથવા માનસ હોમ કરવો. ... | ૪૩ |
| ત્રણ પ્રકારનું તર્પણ ને તે કરવાના કારણો. . ... | ૪૩ |
| દેવપૂજન અને તેના સંપ્રદાયભેદે પ્રકાર. ... ... | ૪૯ |
| અન્ય સંપ્રદાયવાળાનો કે પરધર્મીનો દ્વેષ નહિ કરવાવિષે ... | |
| સકારણ બાહ્ય તથા આભ્યપૂજનનું ફલ. ... ... ... | ૫૧ |

પંચમહાયજ્ઞ ( વૈશ્વદેવ ) ને તે કરવાનો હેતુ. ... . ૫૫
ભોજન કેવી રીતે કરવું ? તથા ત્યજવાયોગ્ય પદાર્થો અને ...
વ્યસનોવિષે .. ... ... . ૫૬
વસ્ત્રોની પવિત્રતા તથા પહેરવેશવિષે. . . ... ૬૦
ઘર, તેમાના પદાર્થો તથા કુટુંબી જનોના શરીરાદિની ...
સ્વચ્છતાવિષે . . ૬૨
કન્યાવિક્રય તથા વરવિક્રય ન કરવાવિષે . ... ૬૩
સારેમાઠે પ્રસગે ખોટી મોટાઇપાછળ વિશેષ ખર્ચ ન કરતા .
તે પ્રસગને લગતા આવશ્યક શાસ્ત્રોય કર્તવ્યો કરવાવિષે ૬૬
ઉત્તરક્રિયાનું, સંવત્સરીનું ને શ્રાદ્ધનું તામસી ભોજન જમવાથી
થતી હાનિ ... .. . ... .. ૬૯
નિત્યકર્મઉપરાત બ્રાહ્મણોનું વિશેષ કર્તવ્ય, તેમણે આજીવિકામાટે
શુ કરવુ ? કરવાયોગ્ય ને ન કરવાયોગ્ય ધધાઓ. ... ૭૦
મનને સુવિચારયુક્ત રાખવુ, નવરુ ન રહેવા દેવુ . ... ૭૧
સત્પુરુષોનો સમાગમ તથા સત્શાસ્ત્રોનુ અધ્યયનવાચન ...
કરવાવિષે ... ... ... ... ૭૨
પરદારસેવનરૂપ વ્યભિચારથી દૂર રહેવાવિષે. . ... ૭૩
અનાથ વિપ્રવિધવાઓને આશ્રય તથા શિક્ષણ આપવાવિષે. .. ૭૪
ક્રોધ, લોભ, મદ, મોહ, મત્સર, દંભ, કપટ ને ચિંતા એ ..
ચિત્તદોષો ત્યજવાવિષે. ... ... .. ... ૭૪
આળસ, પ્રમાદ ને દીર્ઘસૂત્રતા પણ ત્યજવા જોઇએ ... ૭૭
પ્રત્યેક બ્રાહ્મણે અને બ્રાહ્મણજ્ઞાતિના શેઠોએ વા પટેલોએ કર્તવ્ય-
વિમુખતા ત્યજી કર્તવ્યપાલન કરવાવિષે. ... ... ... ૭૮
ઉપસંહાર. ... ... ... ... ... ૮૦



# દુરાચારગિરિવજ્ર.



## મંગલાચરણ, લેખનો હેતુ અને પ્રસંગિક સૂચન.

બુદ્ધિના પ્રેરક અંતર્યામીને શુદ્ધભાવથી પુનઃ પુનઃ નમસ્કાર કરી ગુજરાતના દ્વિજોના ને વિશેષે ગુજરાતના બ્રાહ્મણોના હિતાર્થે આ લઘુ લેખ લખવાનો આરંભ થાય છે

આ પ્રાન્તના બ્રાહ્મણોના કેટલાક ભાગમાં કાલબલથી ન્યૂનાધિક અંશે પ્રવેશ પામેલા ભિન્ન ભિન્ન પ્રકારના દુરાચારોનું આ લેખમાં પ્રમાણ અને યુક્તિપૂર્વક અહિતકરપણું સમજાવવારૂપ ખંડન થશે માટે આ લેખનું નામ દુરાચારગિરિવજ્ર એટલે દુરાચારરૂપ પર્વત-પર પડનારું વજ્ર એવું રાખવામાં આવ્યું છે

આ લેખમાં કોઈ પણ વ્યક્તિને ( એક માણસને ) ઉદ્દેશીને કંઈ પણ લખવામાં આવશે નહિ, પણ માત્ર દુરાચાર દ્વિજોને કેવો હાનિ કરનારો છે, અને સદાચાર તેમને કેવો લાભ આપનારો છે તે યથાશક્તિ સમજાવવામાં આવશે, છતાં દુરાચારી મનુષ્ય દુરાચારના અત્યંત સેવનથી દુરાચારસાથે અભેદભાવ પામી ગયેલો હોય છે તેથી તેને આ ભાગ મને ઉદ્દેશીને લખેલો છે એવી પ્રતીતિ થવાનો સહજ સંભવ છે, પણ તેમણે તેમ માની લેવાનો શ્રમ ન લેવો

જેમને આ ભાગ માગમાટે લખાયો છે એવી પ્રતીતિ થાય તેમણે તે ભાગ વાચતી વેલા પોતાની પ્રવૃત્તિના જેનાર થવુ, ને તે ભાગમા જે લખાયુ છે તે પ્રમાણે તે દુરાચાર હાનિકર છે કે નહિ તે પક્ષપાત ત્યજી સ્થિર બુદ્ધિથી વિચારવુ, અને તે હાનિકર છે એમ જો પોતાને સ્પષ્ટ સમજાય તો પોતાનામા જેટલુ મનોબલ રહ્યુ હોય તેને ઘણામા ઘણી દઢતા ને સાવધાનતાથી એકત્ર કરી ધીરે ધીરે તે દુરાચારને ક્રમપૂર્વક ત્યજી દેવાનો પ્રયત્ન તેમણે આરભવો જોઈએ કોઈ પણ શુભ કાર્ય કરવામાટે શુદ્ધ ભાવથી પ્રયત્ન કરનારને પરમકારુણિક પરમાત્મા અવશ્ય સાહાય્ય કરે છે તેમ તેમને પણ તેઓશ્રી અવશ્ય સાહાય્ય કરશે, ને તેમનો દુરાચાર ક્રમાત્ છૂટી જશે જ્યારે તેઓ દુરાચાર છોડી પ્રસન્નમને સદાચારપરાયણ થશે ત્યારે તેમની પોતાની બહારની સ્થિતિ, શરીરસપત્તિ ને મનોબલમા કેવો ધ્યાનમા લેવા જેવા સુધારો થયો છે તે જણાઈ આવતા તેઓ અવશ્ય સતોષ પામશે, ને પોતાના જીવનના પાછળના દિવસો અનુચિત માર્ગે ગાળ્યા તેમાટે તેઓ પશ્ચાત્તાપ કરશે જેમના હૃદય દુરાચારના બહુ સેવનથી અત્યન્ત રીઢા થઈ ગયા હશે તેમના આ લેખ પ્રાય ભાગ્યેજ વાચવામા આવશે, ને કદાચ વાચવામા આવશે તોપણ જેમ મૂળપર કરેલુ લિંપણ નિરર્થક થાય છે તેમ તેમને માટે વર્તમાનમા આ લેખ નિરર્થકજેવો થવા સભવ છે એ સ્પષ્ટ છે, ને તેથી તેમને માટે આ લેખ લખ્યો નથી. જેઓ દુરાચારથી દૂર રહી સદાચારપરાયણ રહેવા પ્રયત્ન કરે છે તેમને પ્રોત્સાહન આપવા, તથા જેઓના હૃદય દુરાચારના અનન્યભક્ત બન્યા નથી, ને સદાચારઉપરની જેમની રુચિ નિ શેષ નાશ પામી નથી તેમને તેનાથી દૂર રાખવામાટે આ લેખ લખવાની પ્રવૃત્તિ થાય છે જેમ ઉત્સાહ સર્વત્ર સમભાવથી

વરસે છે, છતા ભૂમિની યોગ્યતાના ન્યૂનાધિકપણાથી કોઇ સ્થલે ઉત્તમ વા મધ્યમ પ્રકારનો પાક થાય છે, કોઇ સ્થલે કનિષ્ઠ પ્રકારનો પાક થાય છે, ને કોઈ સ્થલે લગાર પણ પાક થતો નથી, તેમ ઉપદેષ્ટાનો ઉપદેશ સર્વત્ર સમભાવથી થાય છે, છતાં હૃદયની યોગ્યતાના ન્યૂનાધિકપણાથી કોઇ હૃદયમા તેની ઉત્તમ પ્રકારની વા મધ્યમ પ્રકારની અસર થાય છે, કોઇ હૃદયમા તેની કનિષ્ઠ પ્રકારની અસર થાય છે, ને કોઇ હૃદયમા જાણે તેની કાઇ અસરજ ન થઈ હોય એમ જણાય છે જેમ વરસાદની ફલરૂપે સર્વત્ર સરખી અસર થતી નથી, છતા તેનુ વરસતુ નિષ્ફલ ગણાતુ નથી તેમ ઉપદેષ્ટાના ઉપદેશની સર્વત્ર સરખી અસર ન થાય તેથી તેનુ નિષ્ફલપણુ ગણાવું ઘટતુ નથી એ ન્યાયે આ લેખની પ્રવૃત્તિ પણ નિષ્ફલ ગણાવાયોગ્ય નથી, કિંતુ સફલ ગણાવાયોગ્ય છે

કોઇ પણ દુરાચારીથી સજ્જનોની સમીપ પોતાના પ્રિય માનેલા દુરાચારનુ પ્રમાણ ને યુક્તિથી મડન કરી શકાતુ નથી, ને દુખાનુભવકાલે વા ક્યારેક તેના ચિત્તમા પુણ્યસંસ્કારનો ઉદય થયો હોય ત્યારે તેને તેનુ અહિતકરપણુ પણ સમજાય છે, છતા માણસ અભ્યાસનો બનેલો હોવાથી સારા સગવિના ને પૂરતા મનોબલવિના તે દુરાચાર તે ત્યજી શકતો નથી ઘણા કાલથી સેવેલો દુરાચાર દુરાચારી મનુષ્ય ત્યજી શકતો નથી તેથી તે શ્રેષ્ઠ છે, વા દુરાચારીનુ મન દુરાચારના સેવનથી પ્રસન્ન રહે છે, વા તેની જાતને તેમ કરવાથી કાઇ લાભ થાય છે માટે તે શ્રેષ્ઠ છે એમ તો કહી શકાયજ નહિ. દુરાચારના સેવનથી તે માણસને સર્વદા લાભજ થાય છે ને તેથી જનસમૂહને કાંઈ હાનિ થતી નથી એમ જ્યારે સ્પષ્ટ સિદ્ધ કરી બતાવાય ત્યારેજ તે દુરાચાર મનુષ્યને સંપાદન કરવાયોગ્ય

વા નહિ ત્યજવાયોગ્ય કહેવાય, અન્યથા તે સંપાદન કરવાયોગ્ય વા નહિ ત્યજવાયોગ્ય ન ગણાય, પણ ત્યજવાયોગ્યજ ગણાય

## શુભવિચાર ને શુભક્રિયારૂપ સદાચાર પાળવાના લાભ ને દુરાચારના સેવનથી થતી હાનિ.

દુરાચારથી માણસની અધોગતિ થાય છે, ને સદાચારથી માણસની ઊર્ધ્વગતિ થાય છે એ કથનમા સમજુ માણસોમા બે મત હોવા સભવતા નથી તેથી પોતાનો અભ્યુદય[1] ઇચ્છનાર મનુષ્યે તથા પોતાનો ક્રમમોક્ષ[2] વા સદ્યોમોક્ષ[3] ઇચ્છનાર મનુષ્યે દુરાચારનો ત્યાગ કરી નિરંતર આગ્રહપૂર્વક સદાચારનુ સેવન કરવુ યોગ્ય છે. સદાચારથી થતા લાભો વિશ્વનુ હિત ઇચ્છનાર ભગવાન્ મનુ નીચે પ્રમાણે કહે છે —

---

૧ ચક્રવર્તિરાજાથી માડીને બ્રહ્માના પદસુધી જે ચઢતી સ્થિતિ થાય તે અભ્યુદય કહેવાય છે

૨ ક્રમે કરીને એટલે પોતાના ઇષ્ટદેવના લોકમા ગયા પછી અતે મોક્ષ મળે તે ક્રમમોક્ષ કહેવાય છ સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય ને સાયુજ્ય એમ ચાર પ્રકારનો ક્રમમોક્ષ છે. પોતાના ઇષ્ટદેવના લોકમા જઈને રહેવુ તે સાલોક્ય, પોતાના ઇષ્ટદેવની સમીપમા રહેવુ તે સામીપ્ય, પોતાના ઇષ્ટદેવના જેવુ રૂપ પામવુ તે સારૂપ્ય ને જગતની ઉત્પત્તિ સ્થિતિ ને લય કરવાના ઐશ્વર્યથી ભિન્ન પોતાના ઇષ્ટદેવના જેવુ અન્ય સર્વ ઐશ્વર્ય પ્રાપ્ત કરવુ તે સાયુજ્ય મોક્ષ કહેવાય છે

૩ જ્ઞાની વા જીવન્મુક્તને વર્તમાનશરીરના પતનપછી જે મોક્ષ થાય તે સદ્યોમોક્ષ કહેવાય છે

" आचारः परमो धर्मः श्रुत्युक्तः स्मार्त एव च ।
तस्मादस्मिन्सदा युक्तो नित्यं स्यादात्मवान्द्विजः॥१०८॥"

માનવધર્મશાસ્ત્ર, અધ્યાય પહેલો.

"श्रुतिस्मृत्युदितं सम्यङ्‌ निबद्धं स्वेषु कर्मसु ।
धर्ममूलं निषेवेत सदाचारमतन्द्रितः ॥ १५५ ॥
आचाराल्लभते ह्यायुराचारादीप्सिताः प्रजाः ।
आचाराद्धनमक्षय्यमाचारो हन्त्यलक्षणम् ॥ १५६ ॥"

માનવધર્મશાસ્ત્ર, અધ્યાય ચોથો

ભાવાર્થ–"आचारहीनं न पुनन्ति वेदाः" (આચારવિના-નાને વેદો પવિત્ર કરી શકતા નથી ) એવું શાસ્ત્રવચન છે તેથી, તથા ચિત્તશુદ્ધિદ્વારા આચાર મોક્ષનું સાધન હોવાથી, વેદોમા તથા સ્મૃતિઓમા કહેલો આચારજ પરમ ધર્મ છે માટે પોતાનું હિત ઇચ્છનાર બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યે આ આચારમા નિત્ય નિરંતર ઉદ્યોગી રહેવું જોઇએ ૧૦૮

દ્વિજોના વર્ણાશ્રમની સાથે સબંધ રાખનારો સદાચાર વેદોમાં તથા સ્મૃતિઓમા ઉત્તમ પ્રકારે કહ્યો છે, ને તે સદાચાર ધર્મનું મૂલ છે તેથી પ્રત્યેક દ્વિજે આળસનો ત્યાગ કરીને નિત્ય તેનું સેવન કરવું જોઇએ. ૧૫૫

સદાચારથી શરીર નીરોગ રહેવાથી આયુષ્ વધે છે, સદાચારથી રૂપાળી, શરીરબલવાળી ને બુદ્ધિબલવાળી પુત્રપુત્રીરૂપ પ્રજા થાય છે, સદાચારથી વાપરતા ન ખૂટે એટલું પુષ્કલ ધન મળે છે, ને સદા-

ચારથી અશુભફલ ઉપજાવનારા શરીરાદિમા રહેલા દુષ્ટ ચિહ્નો જતા રહે છે. ૧૫૬

દુરાચારથી જે હાનિઓ થાય છે તે પણ તેઓશ્રીએ નીચેના શ્લોકવડે દર્શાવી છે –

"दुराचारो हि पुरुषो लोके भवति निन्दितः।
दुःखभागी च सततं व्याधितोऽल्पायुरेव च ॥ १५७॥"

માનવધર્મશાસ્ત્ર, અધ્યાય ચોથો

**ભાવાર્થ**—દુરાચારી પુરુષની લોકમા નિંદા થાય છે, તે સર્વકાલ દુખી રહે છે, તથા વ્યાધિયુક્ત રહી સર્વદા સીદાય છે, ને તેનુ આયુષ્ પણ ટુકુ થાય છે ૧૫૭

દુરાચાર બે પ્રકારના છે, સ્થૂલદુરાચાર ને સૂક્ષ્મદુરાચાર. સ્થૂલદુરાચારને શરીરાદિની દુષ્ટ પ્રવૃત્તિ અને સૂક્ષ્મદુરાચારને દુષ્ટ વિચાર પણ કહી શકાય. પ્રથમ સ્થૂલદુરાચારથી થતી હાનિઓનો ને તેથી વિપરીત સદાચારના સેવનથી થતા લાભોનો વિચાર કરી, પછી સૂક્ષ્મદુરાચારથી થતી હાનિઓનુ ને તેથી વિપરીત શુભવિચારના સેવનથી થતા લાભોનુ નિરૂપણ થશે

## સૂર્યોદયપહેલાં ઊઠવાની અગત્ય.

પ્રત્યેક દ્વિજે નિત્ય પ્રાત.કાલમા ઊઠવુ જોઇએ, અર્થાત્ રાત્રે આશરે દશ વાગ્યાસુધીમા તેણે સૂવુ જોઇએ, ને સવારે આશરે પાચ વાગ્યાસુધીમાં તેણે ઊઠવુ જોઇએ. મોડુ સૂઇને મોડુ ઊઠવું વા વહેલુ સૂઇને મોડું એટલે સૂર્યોદયપછી ઊઠવુ તે ધર્મ, આયુષ્, લક્ષ્મી ને આરોગ્યાદિનો નાશ કરનારુ ગણાય છે માટે પ્રત્યેક દ્વિજે આગ્રહ

રાખીને નિત્ય સૂર્યોદયપહેલા ઊઠવાનો સ્વભાવ પાડવો જોઇએ. શ્રીરત્નાવલિમા નીચેના શ્લોકથી કહ્યુ છે કે જે દ્વિજ સૂર્યોદયસુધી સૂઇ રહે છે તે પુણ્યનો ક્ષય કરી પ્રાયશ્ચિત્તનો ભાગી થાય છે—

**"ब्राह्मे मुहूर्ते या निद्रा सा पुण्यक्षयकारिणी।**
**तां करोति द्विजो मोहात् पादकृच्छ्रेण शुद्ध्यति ॥"**

**ભાવાર્થ**—બ્રાહ્મમુહૂર્તમા એટલે રાતના પાછલા પ્રહરના ત્રીજા મુહૂર્તમા જે નિદ્રા છે તે નિદ્રા પુણ્યનો ક્ષય કરનારી છે જે દ્વિજ અવિવેકથી તે કાલે નિદ્રા કરે છે તે દ્વિજ પા કૃચ્છ્રથી એટલે એક દિવસ એક ટાણુ, એક દિવસ માગ્યા વિના મળેલા અન્નથી એક ટાણુ, ને એક દિવસ ઉપવાસ કરવાથી શુદ્ધ થાય છે

મોડા ઊઠનાર દ્વિજથી પ્રાપ્તવ્યવહારમા જોડાવાની ઊતાવળથી તે કાલે સ્નાનસધ્યાદિ કરી શકાતા નથી, ને કદાચ તે કરવામા તે પ્રવૃત્તિ કરે તો પ્રાપ્તવ્યવહારમા જોડાવાની તેના મનની આતુરતાથી તે જોઇએ તેવા સ્વસ્થ મનથી તેનાથી થઈ શકતા નથી મોડુ ઊઠવાનો સ્વભાવ રાખવાથી વ્યવહારના કામો પણ બહુ ઊતાવળે કરવા પડે છે, ને તેથી તે જોઇએ તેવા સારા થતા નથી, વા તેમા કોઈ પ્રકારની ભુલ થાય છે. બહુ સૂઇ રહેનારનુ ચિત્ત તમોગુણના વધારાથી જડતા-વાળુ રહે છે આળસુ અને વ્યસનીને પ્રાત કાલની ગુલાબી નિદ્રાનો ત્યાગ કરવા ગમતો નથી, ને તે કાલે સૂઇ રહેવાથી થતી હાનિને તેમના કુસસ્કારો તેમને સમજવા દેતા નથી. કેટલાક મનુષ્યો વહેલા ઊઠવાના લાભોને સામાન્યરીતે જાણે છે, છતા પણ પોતાના મનની નબળાઈથી વહેલા ઊઠી શકતા નથી પ્રસગવશાત્ રાત્રે ઊજાગરો થયો હોય તોપણ પ્રત્યેક દ્વિજે સૂર્યોદયપહેલા ઊઠી સ્નાનાદિ નિત્યકર્મથી

પરવારી પછી અગત્ય જણાય તો ભોજનોત્તર થોડો કાલ શયન કરવું, પણ પ્રાતઃકાલમાં સૂઈ રહેવું યોગ્ય નથી નાટક જોવા જવાથી ઘણી વાર લાભને સ્થાને હાનિ થવાનો પ્રબલ સંભવ છે માટે રાત્રે નાટક જોઇ આવી દિવસના નવ ન વાગ્યાસુધી સૂઈ રહેવું એ બહુજ અનુચિત છે સાન ક કથી વધારે સૂવું એ આરોગ્ય-વાળા માણસને લાભકર નથી માટે બાગરૂ જેમ પોતાના મજાગરાપર ફર્યા કરે છે તેમ શય્યામાં પોતાના પડખાં બદલાવતા વધારે સમય ધોર્યા કરવું એ તેવા માણસને હાનિકારક છે

શું તમો કોઇને પ્રાતઃકાલની ગુલાબી ઉંઘ મીઠી લાગે છે ? જો તમારામાથી કોઈ હા એમ કહેતા હો તો સમજો—એ ગુલાબી નિદ્રા કોઇ પણ પ્રકારે તમારું હિત કરનારી નથી, પણ લૌકિકકર્મમાં જેનો બહુ સારો ઉપયોગ કરી શકાય એવા પ્રાતઃકાલના મૂલ્યવાન્ સમયનો તે ભોગ લેનારી હોવાથી તે તમારા આ લોકના હિતનો નાશ કરનારી છે, ને ધર્મકર્મ કરવામાં પણ પ્રાતઃકાલનો સમય બહુ મૂલ્ય-વાન્ ગણાય છે તેનો ભોગ લેનારી હોવાથી તે તમારા પરલોકના હિતનો પણ નાશ કરનારી છે વળી આવી નિદ્રાથી તમને તે કાલે જે થોડું સુખ ઉપજે છે તે સુખ સાત્ત્વિક નથી પણ તામસ છે, ને તે અવિવેકથી ઉપજેલું છે માટે વિવેકીને તે સુખ મેળવવાયોગ્ય ગણાતું નથી

આળસુ ! સાભળ તુ સવારના આઠનવ વાગ્યાસુધી સૂઈ રહી પછી આંખો ચોળતો ઊઠીને તારું કામ સારી રીતે કેમ કરી શકીશ ? ભક્તજનો જાગ્રત્ થઈ, પ્રભાતીઓ ગાઈ પ્રભુનું સ્મરણ કરવા લાગ્યા, વિદ્યાર્થીઓ ઊઠીને પોતપોતાના પાઠો ગોખવા લાગ્યા, કૂકડાઓ જાગી-ને આળસુઓને પ્રાતઃકાલ થયાનું જણાવતા બોલવા લાગ્યાં, ઉદ્યોગી

કાગડાઓ જાગીને હવે સૂર્યનો ઉદય થોડા સમયમા થશે એમ જાણી હર્ષથી પોતાના કઠોર શબ્દો કાઢી આળસુ મનુષ્યોને જગાડવા લાગ્યા. જગતના જીવનરૂપ સૂર્યનો ઉદય થવાનો સમય સમીપ જાણી અન્ય પક્ષીઓ પણ જાગીને બોલવા લાગ્યા, કેટલીક બાઈડીઓ ઊઠીને ઘંટીઓ ફેરવવા લાગી, વંઠેલા સૂતેલા નાના છોકરાઓ સૂઇસૂઇને કાયર થવાથી ઊઠીને રોવા લાગ્યા, ખડુતો જાગ્રત્ થઈ પોતપોતાને કામે પોતપોતાના ખેતરોભણી જવા નીકળ્યા, પ્રવાસીઓ ઊઠીને પોતપોતાના ઇચ્છિત સ્થાનભણી જવા નીકળ્યા, અને છેવટ શ્રીસૂર્યનારાયણે પણ પર્વતોના શિખરોને તથા ઘરોના ઉપરના ભાગોને સુવર્ણજેવા રંગથી સુશોભિત કર્યા તોપણ ઓ આળસુ ! તુ હજી અર્ધમૃત્યુરૂપ નિદ્રાને વશ થઇને પડ્યો પડ્યો ઘોર્યા કરે છે તે જોઈ ઉદ્યોગી સજ્જનોને તારા પર બહુ દયા આવે છે ! ઊઠ, જાગ્રત્ થા, અને હવે પછી સુદૃઢ નિશ્ચય કર કે મારે સૂર્યોદયપહેલાજ નિત્ય ઊઠવુ તને આરંભમા તેમ કરવાથી થોડા દિવસ કદાચ પરિશ્રમ પડે તો તેથી તુ કટાળીશ નહિ, પ્રત્યેક સાત્ત્વિક કામ આરંભમા તે કરવામા પ્રયત્ન પડતો હોવાથી ઘણા મનુષ્યોને વિષતુલ્ય લાગે છે, પણ પછી શુભ ફલ પ્રાપ્ત થવાથી પરિણામે તે તેમને અમૃતજેવુ પ્રતીત થાય છે. થોડા દિવસ સાવધાનતાપૂર્વક પ્રયત્ન કરવાથી તને તારા શરીરમા તથા તારી બુદ્ધિમા સુધારો થયેલો જણાશે, અને તારુ લૌકિક તથા ધાર્મિક કર્મ પણ તુ બહુ સારી રીતે કરી શકે છે એમ તને પ્રતીત થશે

## પ્રાતઃકાલે પરમાત્મસ્મરણાદિ કર્તવ્ય છે.

પ્રત્યેક દ્વિજે પ્રાતઃકાલમાં જાગ્રત્ થઇ પરમાત્માના નામનુ અનુકૂલતાપ્રમાણે સ્મરણ કરવુ, અર્થાત્ પ્રણવનો જપ કરવો, વા

ઉપાસ્ય દેવની સ્તુતિ આદિનુ એકાદ સ્તોત્ર ભણવુ ઊઠીને વારવાર બગાસાં ખાધા કરવા, આળસ મરડ્યા કરવી, રાડો પાડવી, જ્યા ત્યા ભટક્યા કરવુ, મૂઢની પેઠે બેસી રહેવુ, કે કામ અથવા ભયના વિચારથી ચિત્તને વ્યાકુલ કરવુ એ યોગ્ય નથી. પ્રાત કાલમા મત્રજપાદિ થઈ રહ્યા પછી તે દિવસે કરવાયોગ્ય વ્યવહારના તથા પરમાર્થના કામનો યોગ્ય નિર્ણય કરી, ઇષ્ટદેવાદિની પ્રતિમા આદિનુ દર્શન વા ધ્યાન કરી, પૃથિવીની ક્ષમા માગી, શય્યાઉપરથી નીચે ઊતરવુ પછી જલપાત્ર લઇ યોગ્ય સ્થલે જઈ, આખો ધોઇ, ત્રણ કે તેથી વધારે કોગળા કરી આચમન લેવુ, પશ્ચાત્ મલમૂત્રનો ત્યાગ કરવા યોગ્ય સ્થલે જવુ

પ્રાત કાલમા ઊઠીને પરમાત્માનુ સ્મરણ કરવાથી મનુષ્યનુ મન પ્રસન્ન રહે છે, તેના અત કરણમાના કુસસ્કારો બલહીન થઇ સુસસ્કારો બલવાન્ થાય છે, ને પ્રાયશ તેનો આખો દિવસ સુખમા વ્યતીત થાય છે માટે પ્રાત કાલમા પોતાના ઇષ્ટદેવનુ સ્મરણ કરવામા કોઇ પણ દ્વિજે પ્રમાદ કરવો ઉચિત નથી પ્રાત કાલમા ઊઠી આખો ધોવાથી તે નીરોગ રહે છે, મગજ શાત થાય છે, અને કોગળા કરવાથી દાતની તથા મુખની શુદ્ધિ થાય છે કોઇ પણ દ્વિજે પ્રાત કાલે ઊઠીને તુરત ચા, કાફી કે બીડી પીવામા વા તાબૂલ કે તમાકુ ખાવામા પ્રવૃત્તિ કરવી યોગ્ય નથી

પ્રાત:કાલે શયનમાથી ઊઠીને દ્વિજે પરમાત્માનુ કીર્તન કરવુ જોઇએ એમ **શ્રીવિષ્ણુ** નીચેના વચનથી કહે છે —

**"शयनादुत्थितो यस्तु कीर्तयेन्मधुसूदनम् ।**

**कीर्तनात्तस्य पापानि नाशमायान्ति शेषतः ॥१॥"**

૧૨૪૧૮



**ભાવાર્થ**—પ્રાત કાલમા નિદ્રાનો ત્યાગ કરીને જાગેલો જે દ્વિજ મધુ આદિ અસુરોનુ હનન કરનાર પરમાત્માનુ (શિવનું વા વિષ્ણુનું) કીર્તન કરે છે તે કીર્તનથી તેના પાપો સપૂર્ણપણે નાશ પામે છે.

દ્વિજે પ્રાત કાલમા ઊઠીને પવિત્ર જલવડે ત્રણ કોગળા કરવા જોઇએ, તથા આચમન લેવુ જોઇએ એમ નીચેના શ્રીઅંગિરાઋષિના વચનથી સિદ્ધ થાય છે –

"**उत्थाय पश्चिमे रात्रे तत आचम्य चोदकम् ।**
**मुखशुद्ध्यर्थमादौ तु गण्डूषत्रितयं चरेत् ॥ १ ॥**"

**ભાવાર્થ**—દ્વિજ પાછલી રાત્રે ઊઠીને આખો ધોઈ પ્રથમ મુખશુદ્ધિમાટે શુદ્ધજલવડે ત્રણ કોગળા કરે, અને પછી પવિત્ર ને શીતલ જલનુ આચમન કરે

## મલમૂત્રના ત્યાગમાં તથા શૌચક્રિયામાં રાખવી જોઇતી સાવધાનતા.

લીલા ઘાસઉપર, કીડીઓના કે મંકોડાના દરઉપર, રાજમાર્ગમાં કે કેડામા, શેરીમા, જલમા, દેવાલયના સંબધવાળા સ્થલમા, અગ્નિઉપર, જલાશય એટલે નદી તળાવ વાવ કે કૂવાની સમીપમા, રાખઉપર, ગાયના છાણઉપર કે મૂત્રઉપર, ગોશાલામા, પર્વતના ઉંચા શિખરપર, સ્મશાનમા, પડી જવાનો ભય રહે એવા સ્થલમા, ઉદ્યાનની એટલે ફૂલવાડીની સમીપમા, પ્રવાસિજનોને વિશ્રામ લેવાના સ્થલમાં, વૃક્ષના મૂલપાસે, ખેડેલા ખેતરમા, ઊભા ઊભા, ચાલતા ચાલતાં અને અગ્નિ વાયુ સૂર્ય સ્ત્રી ગુરુ ને બ્રાહ્મણ એમની સમુખ દ્વિજે મલમૂત્રનો ત્યાગ કરવો નહિ

દ્વિજે ગામથી સો કમ છેટે ને નગરથી ચાર સો કમ છેટે મલત્યાગ કરવા જવુ, ગામ કે નગરની સમીપમાંજ મલત્યાગ કરવા

એમવુ એ લોકોના આરોગ્યને હાનિકર હોવાથી યોગ્ય નથી પોતાના ઘરના એક ભાગમા મલત્યાગ કરવાની જગા બધાવી હોય તો તે જગા બહુ સ્વચ્છ રખાવવી જોઇએ, અને દુર્ગંધનો નાશ કરનારા પદાર્થો ત્યા વારવાર છાટવા જોઇએ મલત્યાગ ને મૂત્રત્યાગ કરતીવેલા વાણીને તથા નેત્રને નિયમમા રાખવા, મુખ તથા ઉચ્છ્વાસને યથાશક્તિ રોકવા, ને મનને વિષયવિચારરહિત શાત રાખવુ

મળમૂત્રનો ત્યાગ કરી આવ્યા પછી દ્વિજે શુદ્ધ મૃત્તિકા તથા શુદ્ધ જલથી પોતાના હાથપગાદિને પવિત્ર કરવારૂપ શૌચ કરવુ શૌચની આવશ્યકતા શ્રીદક્ષ નીચેના વચનથી જણાવે છે —

"**शौचे यत्न सदा कार्यं शौचमूलो द्विज. स्मृत ।**
**शौचाचारविहीनस्य समस्ता निष्फला. क्रिया ॥१॥**

**ભાવાર્થ.**—પવિત્રપણારૂપ શૌચમા દ્વિજે સર્વદા પ્રયત્ન કરવા જોઇએ, કેમકે શૌચરૂપ હેતુથી તેનુ દ્વિજ એવુ નામ કહેવાયુ છે શૌચરહિત અને આચારરહિત દ્વિજની સર્વ ક્રિયાઓ અદૃષ્ટરૂપ પુણ્ય ઉપજાવવામા નિષ્ફલ થાય છે

સ્મૃતિકારોએ દ્વિજોમાટે શૌચ બહુ અગત્યનુ માન્યુ છે તેથીજ ગુરુએ શિષ્યને ઉપવીત આપ્યા પછી તેને પ્રથમ શૌચ શીખવવુ એમ તેઓએ જણાવ્યુ છે

આગળ કહેલી રીતે શૌચ પવિત્ર જલ તથા પવિત્ર મૃત્તિકાથી કરવુ જોઇએ ઉધેઇઓએ કરેલા રાફડાની, ઉંદરના દરની, જલાશયની અંતરની, બીજાએ શૌચ કરી લીધા પછી વા આગલે દિવસે પોતે શૌચ કરી લીધા પછી બાકી રહેલી, મનુષ્યાદિને ચાલવા માર્ગમાની, અપવિત્ર જગાની ને ઘરની ભીત આદિમાથી લીધેલી માટીથી કોઈ પણ દ્વિજે શૌચ ન કરવુ.

મલત્યાગ કરી આવ્યા પછી પોતાના હાથમાથી દુર્ગંધ તથા ચીકાશ જાય ત્યાંસુધી તેને મૃત્તિકા તથા જલથી ધોવા કેવલ જલથી હાથ ધોવા, વા ચરબીવાળા સાબુથી હાથ ધોવા એ યોગ્ય નથી વર્તમાનકાલમા મૂત્રત્યાગ કરીને ગુજરાતપ્રાતના ઘણા દ્વિજો જલ લેતા નથી, તથા હાથ પણ ધોતા નથી એ અનાચાર છે, ને તે ત્યજી દેવાયોગ્ય છે. જો તે વેલા જલ લેવાની સગવડ નજ હોય તો મત્રત્યાગ કરી ગયા પછી પોતાના હાથને જલવતી ધોવા, ને સ્નાનકાલે તે પહેરેલા વસ્ત્રસહિત સ્નાન કરવુ

મલમત્રનો ત્યાગ કરતીવેલા જનોઇને ડકલબિત કરી પછી તે જમણા કાનપર વીટાળવાનુ છે જનોઇને ડકલબિત કર્યા વિના માત્ર કાને ચઢાવવામા આવે તો તે સર્વ જનોઇ કંઠની ઉપર તે કાલે રહેલુ ન હોવાથી અપવિત્ર થાય છે, ને તેવા જનોઇથી પુન: વૈદિકકર્મ કરી શકાતુ નથી માટે તે બદલી નાખવુ જોઇએ, પણ ઘણા પ્રમાદી દ્વિજો ધર્મમા શ્રદ્ધા નહિ હોવાથી વા નાનપણમા યોગ્ય ઉપદેશ નહિ મળવાથી મલમૂત્રનો ત્યાગ કરતીવેલા જનોઇને ડકલબિત કરી કાનપર વીંટાળતા નથી, પણ ડાબા ખભાપર તથા જમણી બગલની નીચે જનોઇનો ઘણો ભાગ રહે તેવી રીતે માત્ર જનોઇનો થોડો ભાગ કાને ચઢાવે છે તે અનાચાર છે વિધિપૂર્વક તયાર કરેલુ જનોઇ એ માત્ર સૂત્રના તાતણા નથી, પણ પ્રત્યક્ષ પ્રતીત થતા તાતણામા મંત્રાવડે દેવાદિનુ આવાહન કરેલું છે તેથી તે તતુઓમા દેવાદિનો સદ્દભાવ છે માટે દ્વિજે તે જનોઇને સર્વદા પવિત્ર રાખવુ જોઇએ. મનુષ્યના શરીરમા મસ્તકનો ભાગ પવિત્ર છે તેથી મલમૂત્રના ત્યાગકાલે જનોઇને મસ્તકપર રાખવાનું, અને

મસ્તકપર જનોઇ રાખવામાટે જમણો કાન અનુકૂલ છે એમ ગણી ધર્મશાસ્ત્રમા જમણા કાનપર તેને વીંટાળવાનુ વિધાન કરેલુ છે

ધર્માધર્મનુ સ્વરૂપ ઇન્દ્રિયગમ્ય નથી, પણ શાસ્ત્રગમ્ય છે જ્યારે કર્તાએ કરેલા ધર્મનો વિપાક થાય છે ત્યારે તે કર્તાને ધર્મપાલનના ફલરૂપે સુખનો ને જ્યારે કર્તાએ કરેલા અધર્મનો વિપાક થાય છે ત્યારે તે કર્તાને અધર્મના અનુષ્ઠાનના ફલરૂપે દુ ખનો અનુભવ અવશ્ય થાય છે પ્રમાદ, ભ્રાંતિ, વચનેચ્છા (લોકોને ઠગવાની ઇચ્છા) ને બુદ્ધિની શિથિલતા એ ચાર દોષોથી રહિત પુરુષ આપ્ત કહેવાય છે. એવા આપ્ત પુરુષોએ ધર્મ અને અધર્મના સ્વરૂપનો શાસ્ત્રમા જે નિર્ણય કર્યો છે તેને શ્રદ્ધાલુ પુરુષોએ સત્ય માનીને અનુસરવુ જોઇએ. ધર્મ અને અધર્મરૂપ ગણાતી ક્રિયાઓમા કેટલોક ભાગ સ્થૂલ ને કેટલોક ભાગ સૂક્ષ્મ હોય છે ધર્મક્રિયામા જે સ્થૂલ ભાગ હોય તે પણ વિવેકીને પ્રમાદથી ઉપેક્ષા કરવાયોગ્ય નથી, ને અધર્મરૂપ ક્રિયામા સ્થૂલ ભાગ હોય તે પ્રમાદથી પણ આદરણીય નથી માખીને મારવારૂપ ને માણસને મારવારૂપ હિંસામા સમતા નથી, છતા જેનુ મન માખીને મારતા કંપે નહિ ને પ્રસગ પડે માણસનુ પણ હનન કરે માટેજ 'માખ મારે તે માણસ મારે' એવી કહેવત માણસોમા ચાલે છે નાની નાની ભૂલો કરનારજ ક્રમાત્ માણસ મોટી ભૂલો કરતા શીખે છે એ સર્વત્ર પ્રસિદ્ધ છે માટે પોતાનુ હિત ઇચ્છનાર દ્વિજે ધર્મક્રિયાના સ્થૂલભાગના પરિપાલનમા જાણી જોઇને અન્યથા આચરવુ ઉચિત નથી ધર્મક્રિયાના સ્થૂલભાગમા પણ ધર્મના સૂક્ષ્મભાગસાથે કોઈ પ્રકારનો સામાન્ય મનુષ્યને ન સમજાય એવો ગુપ્ત સબધ રહ્યો હોય છે, જે સાધારણ માણસને તુરત સમજવામા આવતો નથી, પણ શાસ્ત્રે કહેલુ શુભવર્તન કરતા રહેવાથી શ્રદ્ધાની

વૃદ્ધિ તથા અંતઃકરણની શુદ્ધિ થવાથી તે ગ્રંથ તેને સ્પષ્ટ સમજાય છે મલત્યાગ કરી આવ્યા પછી પૂર્વે કહેલી રીતે પોતાના બંને હાથ ધોઇ પશ્ચાત્ મૃત્તિકા તથા જલથી પોતાના બંને પગ ધોવા, ને પછી મુખશુદ્ધિમાટે પવિત્ર ને શીતલ જલથી થોડા કોગળા કરવા શૌચથી શરીરનુ આરોગ્ય તથા ઇન્દ્રિયોનુ સામર્થ્ય વધે છે માટે કોઇ પણ દ્વિજે આળસ વા પ્રમાદથી શૌચનો ત્યાગ કરવો ઉચિત નથી

શૌચમા જાણી જોઇને કોઇ દ્વિજે જલનો લોભ કરવો નહિ. શુદ્ધ મૃત્તિકાવિના એકલા જલથી લેપ તથા દુર્ગંધ દૂર ન થાય માટે કોઇ પણ દ્વિજે મૃત્તિકાવિના એકલા જલથી શૌચ કરવુ યોગ્ય નથી.

બાહ્યશૌચનો વા શરીરને પવિત્ર રાખવાનો સ્વભાવ પાડી પછી વિવેકીએ પોતાના અંતઃકરણમા જે દુર્વાસનાનો ગંધ તથા વિષયાનુરાગરૂપ લેપ હોય તેને વિવેકરૂપ જલ તથા વૈરાગ્યરૂપ મૃત્તિકાવડે દૂર કરવા જોઇએ.

શૌચ કર્યા પછી જો તુરત સ્નાન કરવાનુ ન હોય તો કોગળા કર્યા પછી પૂર્વાભિમુખે વા ઉત્તરાભિમુખે બેસી ફીણવિનાના શીતલ ને પવિત્ર જલનુ આચમન લેવુ

કેવી રીતે હાથ રાખી આચમન લેવુ જોઇએ તે જાણવાની ઇચ્છા થાય તો તે જિજ્ઞાસાની તૃપ્તિ નીચેના **શ્રીભરદ્વાજમુનિના** વચનથી થશે —

> "**संहतांगुलिभिस्तोयं गृहीत्वा दक्षिणेन तु।**
>
> **मुक्तांगुष्ठकनिष्ठे तु शेषेणाचमनं चरेत्** ॥ १ ॥"

**ભાવાર્થ**—એકત્ર કરેલી આગળીઓવડે જમણે હાથે જલ લઇ પછી અંગુઠો ને કનિષ્ઠિકાને પૃથક્ રાખી શેષવડે અંગુઠાના મૂલથી દ્વિજ આચમન કરે

આચમન બ્રાહ્મતીર્થથી એટલે જમણા હાથના અંગૂઠાના મૂલ-આગળથી લેવું આચમનમાટે હથેળીમા એટલુ જલ લેવુ જોઈએ કે જે આચમન લેનાર દ્વિજના હૃદયપર્યંત પહોચી શકે

માટીના, રૂપાના કે સોનાના પાત્રવડે આચમન લેવુ કાંસુ, લોઢુ સીસુ, કલઈ, જસત અને પિત્તળ એ ધાતુના પાત્રવડે દ્વિજે આચમન લેવુ નહિ આચમન કરતીવેળા પૂર્વદિશાભણી કે ઉત્તરદિશાભણી દ્વિજે પોતાનુ મુખ રાખવુ ને વસ્ત્ર માથે તથા ડોકમા વસ્ત્ર ન રાખવુ, જનોઈ ડાબા ખભાપર રાખવુ, શિખા બાધી રાખવી, પગમા કાંઈ ન પહેરવુ, આડુઅવળુ જોવુ નહિ અને હસવુ વા બોલવુ નહિ

આચમન જલનું લેવાય છે અમૃતમાં ક ને લનો અભેદ ગણાય છે તેથી દ્વિજ જિજ્ઞાસુએ જલનુ આચમન કરી પોતાના તનની પવિત્રતા કરવાઉપરાંત જડનુ પણ આચમન કરી જવુ જોઈએ, અર્થાત્ પોતાના આત્મસ્વરૂપમા પ્રતીત થતા સર્વ જડપ્રપચનો તેણે પોતાના આત્મસ્વરૂપથી અભેદ કરી દેવા જોઈએ

## દંતધાવન.

ઉપર કહેલી રીતે આચમન કર્યા પછી મુખમાનો દુર્ગંધ દૂર કરી તેને શુદ્ધ કરવામાટે તથા દાંતોને સ્વચ્છ ને સુદૃઢ કરવામાટે દ્વિજે યોગ્ય સ્થલે બેસીને દાતણ કરવુ દાતણ મોમા રાખી હરતા-ફરતા ચાલ્યા કરવુ, તથા જ્યાંત્યાં થુંક્યા કરવુ તે યોગ્ય નથી. દાતણ જુવાન ઝાડમની ટચથી આંગળીના અગ્રજેવુ જાડું, છાલસહિત, ગાંઠ તથા છિદ્રવિનાનુ, પાસરુ ને આશરે બાર વા દશ આંગળ લાંબુ જોઈએ. તે સૂકુ, સડેલુ, જીવડાંવાળુ કે વાંકુ ન જોઈએ.

આકડો, લિંબડો, મહુડો, વડ, કરંજ, પીપર બોરડી, બાવળ,

ઝીપટો, આવળ, આબલી, બીલી, ઊમરો, આબો, કદમ, ચપક, સડસડીઓ, અઘેડો, દાડિમ, પીલુડી આસુદ્રો, ઇંદ્રજવ, રાયણ, નાગગી આમળી, બપોરીઓ ને હારસિંગરના દાતણ ઉપયોગમા લેવાયોગ્ય છે. અને તાડ, ચણોઠી, કેતકી, કુશ કાશ, પીપળો, ખાખરો ગુદી, બહેડો, ગોરડીઓ, કચનાગ, સરગવો અરીઠા સીસમ ને નાળીએરીના દાતણ ઉપયોગમા લેવાયોગ્ય નથી

દાતણ પવિત્રસ્થલે પૂર્વાભિમુખે બેસી શાત મને કરવુ દાતણના કૂચાથી દાતો તથા દાઢોને બહારથી તથા અતરથી સારી રીતે ઘસવા અનુકૂલતા હોય તે ચાક, કપૂર ને મીઠુ મિશ્ર કરીને તેની સૂક્ષ્મ ભૂકી, વા બદામના છોડીઆના કોયલાની સૂક્ષ્મ ભૂકી, વા બીજુ કોઈ દતમજન દાતણના કૂચાવડે દાત ઘસતી વેલા વાપરવુ દાતો તથા દાઢો સારી રીતે ઘસી લીધા પછી દાતણની ચીરો કરી તેમાની એક સારી ચીરને બેવડી કરી તેવડે જીભઉપરની ઉલ ધીરે ધીરે ઊતારવી પછી મુખશુદ્ધિમાટે આશરે બાર કોગળા કરવા કોગળા કરતી વેલા જમણા હાથની મધ્યમા આગળીવડે દાતો તથા દાઢોને બહારના ભાગમાથી તથા જમણા હાથના અગૂઠાવડે અતરના ભાગમાથી સારી રીતે ઘસવા, કે જેથી દાતણના કૂચાનો વા દતમજનનો કોઈ ભાગ ત્યા ચોટ્યો હોય તો તે દૂર થઈ જાય

દાતણ કરવામા અયોગ્ય ઊતાવળ કરવી નહિ કેવલ સૂકુ કે કેવલ નાનુ દાતણ વાપરવુ નહિ, દાતોને તથા દાઢોને દાતણના કૂચાથી ઘસવામા આળસ રાખવુ નહિ અને ઉલ ઊતારવામા પણ પ્રમાદ ન કરવો

## સ્નાનના લાભ, અને તેના પ્રકારો આદિવિષે.

દાતણ કર્યા પછી દ્વિજે સ્નાન કરવુ જોઈએ. સ્નાન કર્યા વિના

દેવસબંધી કર્મ તથા પિતૃસબંધી કર્મ કરી શકાતા નથી, અને દાન તથા વિધિપૂર્વક જપ પણ કરી શકાતા નથી

શ્રીયાજ્ઞવલ્કયમુનિ સ્નાન કરવામા દશ ગુણો રહ્યા છે એમ નીચેના વચનથી કહે છે —

"गुणा दश स्नानपरस्य साधो रूपं च तेजश्च बलं च शौचम्।
आयुष्यमारोग्यमलोलुपत्वं दुःस्वप्ननाशश्च यशश्च मेधा ॥१॥"

**ભાવાર્થ** —હે સાધો ! રૂપ, તેજ, બલ, પવિત્રતા, આયુષ્ય, આરોગ્ય, લાલચુપણાનો અભાવ, નઠારા સ્વપ્નોનો નાશ, યશ અને ગ્રન્થના અર્થને ધારણ કરવાનુ સામર્થ્ય એ દશ ગુણો નિત્ય યથાર્થ સ્નાન કરનારને પ્રાપ્ત થાય છે

સવારે કરવાનુ સ્નાન બનતાસુધી સૂર્યોદયની પહેલા કે તેની આસપાસના સમયમા કરવુ શ્રેષ્ઠ ગણાય છે તળાવ કુંડ ને વાવમા પૂર્વભણી મુખ રાખીને સ્નાન કરવુ, અને નદીમા પૂર્વભણી કિંવા પ્રવાહભણી મુખ રાખીને સ્નાન કરવુ જલાશયમા જલ ઊંડુ હોય તો ઉભા ઉભા સ્નાન કરવુ ને જલ છીછરૂ હોય તો બેસીને સ્નાન કરવુ

ઘેર સ્નાન કરવુ હોય તો તે પણ ઉત્તરભણી કે પૂર્વભણી મુખ રાખી પાટલાપર કે પથ્થરપર બેસીને કરવુ સ્નાન કરતી વેલા મર્યાદા સચવાય એવુ વસ્ત્ર પહેરવુ જેથીએ પોતાના શરીરપરનો મેલ નીકળી જાય એમ પોતાના શરીરને સારી રીતે ચોળીને સ્નાન કરવુ માત્ર પોતાના શરીરપર પાણી ચોપડી દેવુ, વા પોતાના શરીરપર જલ ઢોળી જવુ એ યથાર્થ સ્નાન નથી

સ્નાન કરી રહ્યા પછી પવિત્ર [illegible] વસ્ત્રથી પોતાના શરીરને ઘસીને લુવુ સ્નાનવેલા પહેરેના પચીઆથી કે ધોતીઆથી વા મલિન વસ્ત્રથી શરીરને ન લુવુ

શરીર લુઇ રહ્યા પછી સૂકાયેલુ પવિત્ર વસ્ત્ર પહેરી સ્નાન-સમયે પહેરેલુ વસ્ત્ર ગોઠણની ઉપરથી ઊતારવુ, નીચે ન ઉતારી નાખવુ સ્નાનકાલે પહેરેલુ વસ્ત્ર સધ્યાવદનાદિ કર્મ કરતી વેલા ખભા-ઉપર રાખવુ નહિ

શરીર સ્વસ્થ ન હોય તે કાલે મુખ્યસ્નાનને ઠેકાણે ગૌણ-સ્નાન કરવુ મત્રસ્નાન, ગાયત્રીસ્નાન, આગ્નેયસ્નાન, કાપિલસ્નાન ને માનસસ્નાન ઇત્યાદિ ગૌણસ્નાન કહેવાય છે ॐ आपो हि ष्ठा० એ મત્રવડે જલથી અગોનુ પ્રોક્ષણ કરવુ તે મંત્રસ્નાન, દશ ગાયત્રી મત્રથી જલ મત્રી તે જલથી અગોનુ પ્રોક્ષણ કરવુ તે ગાયત્રીસ્નાન, નાભિની ઉપરના શરીરના મુખ્ય ભાગોને થોડી થોડી વિભૂતિ લગા-ડવી તે આગ્નેયસ્નાન, વસ્ત્ર પલાળી તેવડે શરીર લુછવુ તે કાપિલ-સ્નાન, અને આત્મચિંતન કરવુ તે માનસસ્નાન ગણાય છે

જેનુ શરીર નીરોગ હોય તેણે આળસ વા પ્રમાદથી ગૌણસ્નાન કરી સધ્યાદિ વૈદિકકર્મોમા પ્રવૃત્તિ કરવી નહિ, પણ વિધિવત્ સ્નાન કરી પછીજ તે કર્મોમા પ્રવૃત્તિ કરવી

સ્નાન કરી રહ્યા પછી ધોયેલુ પવિત્ર વાતીઉં પહેરી, એક ઉપ-વસ્ત્ર ઓઢી, અગુછો પાસે રાખી, સધ્યાદિ નિત્યકર્મમા પ્રવૃત્ત થવુ સધ્યાવદનાદિ વૈદિકકર્મ કરતી વેલા તથા બીજે સમયે પણ પ્રત્યેક દ્વિજે અવશ્ય પોતાની પાસે એક અગુછો રાખવો અગુછો પાસે ન રાખનારા મોઢાને વા નાકને લુછવાની અગત્ય પડે ત્યારે ધોતીઆથી કે ઉપવસ્ત્રથી તે લુછી તે વસ્ત્રોને અપવિત્ર કરવા પડે છે માટે સર્વ દ્વિજે પોતાની પાસે અવશ્ય એક અગુછો રાખવો જોઇએ, ને તેને નિત્ય ધોઈ નાખવો જોઇએ

જલથી બહાર ભીના વસ્ત્ર પહેરીને જપાદિ કરવા નહિ, ને જલમા જપાદિ કરવા હોય તો તે ભીના વસ્ત્ર પહેરીને કરવા નહિ

પ્રત્યેક વૈદિકકર્મ જો તે કર્મનુ રહસ્ય સમજીને કરવામા આવે તો તે વિશેષ ફલદાતા થાય છે માટે વિવેકી પુરુષે પ્રત્યેક વૈદિકકર્મ તેનુ રહસ્ય સમજીને કરવુ જોઇએ

**સંધ્યાવંદન એટલે શું ? ને તેના અધિકારભેદે પ્રકાર.**

સ્નાન કરી રહ્યા પછી દ્વિજે સધ્યા એટલે સમ્યક્ પ્રકારે બ્રહ્મનુ ધ્યાન કરવુ જોઇએ અધિકારભેદે તે બ્રહ્મનુ ત્રણ પ્રકારે ધ્યાન થાય છે તે આ રીતે —૧ સૂર્યમડલના અધિષ્ઠાતા આદિત્યને બ્રહ્મરૂપ ધારી તેમનુ, ૨ સૂર્યમડલમા નિયામકરૂપે રહેલા અતર્યામી વા સગુણબ્રહ્મને બ્રહ્મરૂપ સમજી તેમનુ, અને ૩ સૂર્યમડલે ગેરેલુ ચેતન જે નિર્ગુણબ્રહ્મ છે તેમનુ

કનિષ્ઠ અધિકારીએ સ્થાવરજગમ જીવોને પ્રાણપ્રવાહ પૂરો પાડી તેમના જીવનનો નિર્વાહ કરનાર આદિત્યમડલના અભિમાનીનુ ધ્યાન સધ્યાકાલે કરવાનુ છે ને સધ્યામાના મત્રોના અર્થો પણ જે દેવને ઉદ્દેશીને તે મત્રો હોય તે દેવને લાગુ થાય એવી રીતે કરવા મત્રોના અર્થો જાણ્યા વિના તથા મત્રોના અશુદ્ધ ઉચ્ચારયુક્ત કરેલી સધ્યા જોઇએ તેવી ફલદાતા થતી નથી માટે કનિષ્ઠ અધિકારીએ પણ સધ્યાના મત્રોના શુદ્ધ ઉચ્ચાર શીખી લઇ શુદ્ધ ઉચ્ચારપૂર્વક સધ્યા કરવી જોઇએ તેમજ મત્રોના અર્થો પણ અવશ્ય જાણી લેવા જોઇએ

વર્તમાનકાલમા કનિષ્ઠ અધિકારીએ કરવી જોઇએ તેવી સધ્યા પણ બ્રાહ્મણોનો મોટો ભાગ કરી જાણતો નથી સધ્યાના સર્વ મત્રોના શુદ્ધ ઉચ્ચાર કરવા તો બાજુએ રહ્યા પણ કેટલાક બ્રાહ્મણોને ગાયત્રીમત્ર પણ આવડતો નથી, ને કેટલાકને તે મત્ર કાંઇક અશે

આવડતો હોય છે તો તેઓ તે મત્ર અત્યત અશુદ્ધ ઉચ્ચારથી બોલે છે, એટલે ત નહિ આવડ્યાસમાન છે બ્રાહ્મણોનો જે થોડો ભાગ સધ્યાવદન કરનારો છે તેમા પણ ગાયત્રીમત્રનો અર્થ જાણનારા ઘણા થોડા હોય છે, તો સધ્યાના સર્વ મત્રોના અર્થ જાણનારા નો તેથી પણ બહુજ અલ્પ હોય તેમા શુ કહેવુ ? કેટલાક બ્રહ્મબધુઓ (કથનમાત્ર બ્રાહ્મણો) એવા પણ હોય છે કે જેમને ગાયત્રી એ શબ્દ પણ શુદ્ધ બોલતા આવડતો નથી, તેથી તેઓ ગાયત્રીને સ્થાને ગાવત્રી કહે છે

પ્રતીત થતુ આ જગત્ દેવોને અધીન છે, દેવો મત્રોને અધીન છે, ને મત્રો તેમને જાણનારા બ્રાહ્મણોને અધીન છે એમ આપણા કેટલાક શાસ્ત્રો કહે છે, પણ વર્તમાનકાલમા બ્રાહ્મણોના મોટા ભાગે મત્રોનુ સ્વામીપણુ ગુમાવ્યુ છે એટલે હવે બ્રાહ્મણોનો મોટો ભાગ, જગતના સ્વામી દેવો, ને દેવોના સ્વામી મત્રો, અને મત્રોના સ્વામી બ્રાહ્મણો હતા તે મટી શૂદ્રવત્ થઈ ગયો છે, અર્થાત્ હવે બ્રાહ્મણોનો મોટો ભાગ જગતના સ્વામીના સ્વામીનો ધણી મટી જગતનો દાસ થયો છે આવી બ્રાહ્મણોના મોટા ભાગની સ્વધર્મથી વિમુખતા થઇ ત્યારથીજ તેઓની પડતીનો આરભ થયો છે, ને હવે જ્યારે તેઓ પુન સ્વધર્મમા અનુરાગવાળા થશે ત્યારે તેમની ચઢતીનો આરભ થશે.

મધ્યમાધિકારીએ ગાયત્રી આદિ જે સધ્યાના મત્રો છે તેમનો તે તે મત્રોમા જણાવેલા દેવોમા રહેલા અતર્યામીને લાગુ પડે એવો અર્થ કરી સર્વ સધ્યા વિધિપૂર્વક કરવી.

ઉત્તમાધિકારીએ સૂર્યમડલના અધિષ્ઠાનરૂપ બ્રહ્મને લાગુ થાય એવો સધ્યામાંના સર્વ મત્રોનો અર્થ કરવો જોઇએ

## કનિષ્ઠ તથા મધ્યમાધિકારીમાટે સંધ્યાના મંત્રોના અર્થના સૂચનપૂર્વક ઉત્તમાધિકારીમાટે સંધ્યાના મંત્રોના અર્થાદિનુ નિરૂપણ.

કનિષ્ઠાધિકારીમાટે સધ્યાના મત્રોના અર્થ પ્રત્યેક વેદના આહ્નિકપ્રકાશમા આપ્યા છે માટે જેમને તે જાણવાની ઇચ્છા થાય તેમણે તે ત્યા જોવા મધ્યમાધિકારીએ તે મત્રોના અર્થોઉપરથી પોતાના અધિકારપ્રમાણે કરવાના અર્થો પોતાની મેળે કરી લેવા, વા તે અર્થો જાણનાર પુરુષપાસેથી તે સમજી લેવા હવે ઉત્તમાધિકારીએ સધ્યાના મત્રોના અર્થો કેવી રીતે જાણવા જોઇએ ઇત્યાદિનુ નિરૂપણ નીચે કરવામા આવે છે અહિ શુક્લયજુર્વેદની સધ્યાના ક્રમે મત્રાદિનુ નિરૂપણ થશે અન્યવેદવાળાએ જ્યા મત્રભેદ હોય ત્યા એ શૈલીથી તેનો અર્થ પોતાથી વા અન્ય યોગ્ય પુરુષદ્વારા જાણી લેવો

સધ્યાનો આરભ કરતાપહેલા દ્વિજે ભસ્મ ધારણ કરવુ જોઇએ સ્થૂલસૂક્ષ્મ પ્રપચનો બાધ (તેના મિથ્યાપણાનો દૃઢ નિશ્ચય) થતા તેના અવશેષરૂપ જે બ્રહ્મ રહે છે તે ભસ્મ છે એમ સમજવુ ૐ અગ્નિ૦* એ મત્રમા પણ અગ્નિ આદિ સર્વને ભસ્મ એટલે બ્રહ્મરૂપ સમજવાના છે ભસ્મમા જલ મિશ્ર કરતી વેલા પણ

---

* ॐ अग्निरिति भस्म वायुरिति भस्म जलमिति भस्म स्थलमिति भस्म व्योमेति भस्म सर्व ह वा इद भस्म मन एतानि चक्षूषि भस्मानि ॥

**અર્થ:**—આ પ્રસિદ્ધ અગ્નિ તેના નામરૂપનો બાધ કરતા એટલે તે રૂપે તેને મિથ્યા જાણતા બ્રહ્મ છે, આ પ્રસિદ્ધ વાયુ તેના નામ-

સર્વને બ્રહ્મરૂપ ધારવાનુ ॐ आपो॰ ઇત્યાદિ મત્ર સૂચવે છે ને ભસ્મને મસળતી વેલા જે ॐ त्र्यवक य॰. એ મત્ર ભણાય છે તેમા શ્રીમહેશ્વરનુ વાસ્તવિક સ્વરૂપ જે બ્રહ્મ છે તેના અનુસધાનદ્વારા બધની નિવૃત્તિ ને મોક્ષની યાચના કરવામા આવે છે પછી તે બ્રહ્મરૂપ

---

રૂપનો બાધ કરતા બ્રહ્મ છે, આ પ્રસિદ્ધ જલ તેના નામરૂપના બાધ કરતા બ્રહ્મ છે, આ પ્રસિદ્ધ પૃથિવી તેના નામરૂપ । બાધ કરતા બ્રહ્મ છે, આ સાકાર દ્રવ્યને અવકાશ આપનારુ પ્રસિદ્ધ આકાશ તેના સ્વરૂપનો બાધ કરતા બ્રહ્મ છે, આ સર્વ અન્ય બાહ્ય પ્રપચ પ્રતીત થાય છે તે સર્વ તેના નામરૂપનો બાધ કરતા બ્રહ્મ છે, અને મન તથા આ ચક્ષુરાદિ ઇદ્રિ । પણ તેમના નામરૂપનો બાધ કરતા બ્રહ્મજ છે

। ॐ आपोज्योती रसोऽमृत ब्रह्म भूर्भुव स्वरोम ॥

**અર્થ**—જલ, અગ્નિ, રસરૂપ પૃથિવી ને અમૃતરૂપ વાયુના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ છે ભૂર્લોક ભુવર્લોક ને સ્વર્લોકના અધિષ્ઠાનરૂપ પણ બ્રહ્મજ છે

ॐ त्र्यबक यजामहे सुगधि पुष्टिवर्धनम। उर्वारुकमिव बधनान्मृत्यो-र्मुक्षीय माऽमृतात्॥

**અર્થ**:—સૂર્ય ચદ્ર ને અગ્નિરૂપ ત્રણ નેત્રવાળા, સુગધવાળા અને અન્નાદિદ્વારા પ્રાણીઓના શરીરોની પુષ્ટિની વૃદ્ધિ કરનારા શ્રીમહેશ્વરના લક્ષ્યાર્થરૂપ બ્રહ્મનુ અમે-સાધકો-અભેદભાવે યજન કરીએ છીએ તે અમને કાકડીની વા શકરટેટીની પેઠે (પાકેલી કાકડી વા શકરટેટી જેમ તેના ડીંટથી અનાયાસે મોકળી થઈ જાય છે તેમ) અજ્ઞાન ને તેના કાર્ય શોકમોહરૂપ મૃત્યુથી મોકળા કરે, પણ અમૃતભાવરૂપ મોક્ષથી મોકળા ન કરે, અર્થાત્ તેમા અભેદભાવે સ્થાપન કરે

ભસ્મનો પોતાના આત્મસ્વરૂપથી અભેદ ધારવા શરીરના મુખ્ય મુખ્ય ભાગોપર તે ધારણ કરવામા આવે છે

ભસ્મ ધારણ કર્યા પછી આચમન લઇ શિખાનુ બધન કરવામા આવે છે આચમનમા કલ્પિત જડનો પોતાના આત્મસ્વરૂપમા વા સાક્ષિચેતનમા અભેદ કરવો એવો ઉપદેશ છે એ અર્થ પૂર્વે કહેવા ગયો છે જેમ શરીરમા શિખા ઊર્ધ્વભાગમા રહેલી હોવાથી તે શ્રેષ્ઠ છે તેમ સૂક્ષ્મશરીરમા મન વા અત કરણ શ્રેષ્ઠ છે સ્થૂલશરીરમા શિખાનુ બધન કરવાથી એમ સૂચવાય છે કે હવે હુ મારુ મન બ્રહ્મમા બાધી-તેનુ ભ્રમણ દૂર કરી-બ્રહ્મના ધ્યાનમા જોડાઉં છુ

શિખાબધન ગાયત્રીમત્રથી કરવુ જોઇએ ગાયત્રીમત્રમા જીવબ્રહ્મના અભેદનો ઉપદેશ છે, જે વાત સુબોધકલ્પલતામા ગાયત્રીમત્રપરના શ્રીશાકરભાષ્યનો અનુવાદ આપી જણાવવામા આવી છે કેટલાક ऊर्ध्वकेशी० એ મત્રથી શિખાબધન કરે છે તે અગ્રાહ્ય છે તે મત્ર વામતત્રાનુસારી ભાવનાવાળો હોવાથી સમજુ બ્રાહ્મણે કદીપણ તે મત્રથી શિખાબધન કરવુ યોગ્ય નથી

પુન સ્થૂલ, સૂક્ષ્મ ને કારણ આ ત્રણ શરીર જે ભૂર, ભુવ ને સ્વ ના નામથી પણ કહેવાય છે તેમને પવિત્ર કરી તેમનો બ્રહ્મથી અભેદ નિશ્ચય કરવામાટે ॐ भू पुनातु× ઇત્યાદિ ત્રણ મત્રોથી ત્રણ આચમન લેવામા આવે છે સારા કામમા ઘણા વિઘ્નો હોય

× ॐ भू पुनातु, ॐ भुव पुनातु, ॐ स्व पुनातु ॥

અર્થ:—પૃથ્વીરૂપ સ્થૂલશરીર બ્રહ્મભાવ પામવારૂપ પવિત્ર થાઓ, અતરિક્ષરૂપ સૂક્ષ્મશરીર બ્રહ્મભાવ પામવારૂપ પવિત્ર થાઓ, અને સ્વર્ગરૂપ કારણશરીર બ્રહ્મભાવ પામવારૂપ પવિત્ર થાઓ

છે, વા સાધનનુ પુષ્કલપણુ સાધ્યને વેલાસર સિદ્ધ કરે છે, એ હેતુથી પુંડરીકાક્ષના (વિષ્ણુના) અધિષ્ઠાનરૂપ બ્રહ્મનુ બાહ્યાભ્યતરની શુદ્ધિ થવામાટે અપવિત્ર × ઇત્યાદિ મત્રથી સ્મરણુ કરી જલવડે પોતાના શરીરપર માર્જન કરવામા આવે છે

પછી આસનને પવિત્ર કરી તેમા બ્રહ્મભાવના કરવા પૃથ્વીના અધિષ્ઠાનરૂપ બ્રહ્મના સ્મરણુપૂર્વક આસનપર પવિત્ર જલથી પૃથ્વિ ત્વ૦ એ મત્રથી માર્જન કરવામા આવે છે

પછી એ આચમન કરી, શરીર સ્થિર રાખી, મન તથા ઇંદ્રિયોને વ્યાકુલતાથી રહિત કરી, તેમને વિશેષ શાત કરવા ત્રણુ પ્રાણુાયામ કરવામા આવે છે મુખ્યપ્રાણુ જે શરીરમા પ્રાણુ, અપાન, વ્યાન, સમાન ને ઉદાન એ પાચ વૃત્તિવડે રહી શરીરનુ જીવન ચલાવે

---

× अपवित्र पवित्रो वा, सर्वावस्था गतोऽपि वा ।
य स्मरेत्पुडरीकाक्ष, स बाह्याभ्यतर शुचि ॥ १ ॥

**અર્થ**—જે પુરુષ અપવિત્ર હોય વા પવિત્ર હોય, અથવા કોઇ પણુ સારી કે નઠારી અવસ્થાને પામેલો હોય, તોપણુ જો તે વિષ્ણુના વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મનુ અભેદભાવે ચિંતન કરે છે તો તે બહાર ને અતર પવિત્ર થાય છે

* पृथ्वि त्वया धृता लोका, देवि त्व विष्णुना धृता ।
त्व च धारय मा देवि, पवित्र कुरु चासनम् ॥ १ ॥

**અર્થઃ**—હે પૃથ્વિ ! તમે આ સ્થાવરજગમ ભૂતોને ધારણુ કર્યા છે હે દેવિ ! તમને શ્રીસૂર્યે ધારણુ કરેલ છે હે પ્રકાશવાળા પૃથ્વિઉપહિતચેતન ! તુ મને અભેદભાવે ધારણુ કર, અને આ આસનને પણુ અભેદભાવે ધારી તેને અત્યત નિર્દોષ કર.

છે તેનો, તથા ગૌણ પ્રાણ જે મન, પાચ કર્મેદ્રિયો ને પાચ જ્ઞાનેંદ્રિયો તેમનો બાહ્ય વેગ રોકી તેમને હૃદયાકાશમા વિશેષ અભિવ્યક્ત થતા આત્માભણી પાછા વાળવા તે પ્રાણાયામ એટલે પ્રાણોનો સારી રીતે નિરોધ કહેવામા આવે છે

પ્રાણાયામના મત્રવડે જીવબ્રહ્મના અભેદનો બોધ સૂચવાય છે. પ્રાણાયામ જો વિધિપૂર્વક કરવામા આવે તો પ્રાણાયામ કરનાર મનુષ્યના શરીર, ઇદ્રિયો ને મનના રોગો ક્રમથી નિવૃત્ત થાય છે, ને તેને પૂર્ણ આરોગ્યની પ્રાપ્તિ થાય છે, અને જો તેનો અભ્યાસ અવિધિપૂર્વક થાય છે તો તે સર્વ રોગોનો ઉપજાવનાર થાય છે જેમ અરણ્યમા સ્વતત્ર વિચરનારા સિહ, વ્યાઘ્ર ને હાથી આદિને મનુષ્યથી બથ ભરીને વશ કરી શકાતા નથી, પણ તેમને યુક્તિપૂર્વક શનૈ શનૈ વશ કરાય છે, તેમ શરીરમાના પ્રાણવાયુને પણ યુક્તિપૂર્વક શનૈ શનૈ વશ કરાય છે

---

* ॐ भू ॐ भुव ॐ स्व ॐ मह ॐ जन ॐ तप ॐ सत्य । ॐ तत्सवितुर्वरेण्य भर्गो देवस्य धीमहि धियो यो न प्रचोदयात् । ॐ आपो ज्योती रसोऽमृत ब्रह्म भूर्भुव स्वरोम् ॥

**ભાવાર્થ:**—સદ્રૂપ, ચિદ્રૂપ, સુખરૂપ, નિરતિશય, સર્વનુ વિવર્તોપાદાનકારણ, સ્વયપ્રકાશ, સર્વ બાધથી રહિત ને બુદ્ધિ આદિ સર્વ દૃશ્યના સાક્ષિરૂપ લક્ષણવાળુ જે અમારુ સ્વરૂપ છે તે સર્વના અધિષ્ઠાનરૂપ, પરમાનદરૂપ, સમગ્ર અનર્થના અભાવરૂપ ને સ્વપ્રકાશ ચૈતન્યરૂપ બ્રહ્મ છે એમ અમે ધ્યાન કરીએ છીએ સર્વવ્યાપક, સર્વપ્રકાશક, સર્વોત્કૃષ્ટ, નિત્યમુક્ત, આત્મરૂપ સચ્ચિદાનદાત્મક ને ॐકારના લક્ષ્યરૂપ જે બ્રહ્મ છે તે હુ છુ

વર્તમાનમા દ્વિજોનો મોટો ભાગ વિધિવત્ પ્રાણાયામ કરી જાણતો નથી કેટલાક દ્વિજો પોતાનુ નાક પકડીને માત્ર નવ વાર પ્રાણાયામનો મત્ર ભણી જાય છે, કેટલાક દ્વિજો પોતાનુ નાક પકડીને પરસ્પર વાતો કરતા જાય છે ને તેને પ્રાણાયામનુ નામ આપવામા આવે છે, અને કેટલાક દ્વિજો પૂરક, કુભક ને રેચકનુ વાસ્તવિક સ્વરૂપ સમજ્યા વિના ઇચ્છાપૂર્વક ગમે તેમ પ્રાણાયામ કરે છે કેટલાક બ્રાહ્મણો ત્રણ મત્રથી પૂરક, ત્રણ મ થી કુભક ને ત્રણ મત્રથી રેચક કરવાનુ સમજે છે, તેમની તે સમજ પણ સદોષ છે, કેમકે ભગવાન્ વસિષ્ઠ પ્રાણાયામનુ સ્વરૂપ નીચે પ્રમાણે કહે છે - -

**"सव्याहृति सप्रणवां, गायत्रीं शिरसा सह ।**
**त्रिः पठेदायतप्राणः, प्राणायामः स उच्यते ॥ १ ॥"**

**ભાવાર્થ:**—સાત પ્રણવસહિત સાત વ્યાહૃતિ, અને પ્રણવયુક્ત ગાયત્રીના શિરસહિત સપ્રણવ ગાયત્રી ત્રણ વાર જપી પ્રાણને રોકવો તે પ્રાણાયામ કહેવાય છે

ભગવાન્ વસિષ્ઠે ઉપરના શ્લોકમા પ્રાણાયામના ત્રણ મત્રો મનમા ભણતાસુધી પ્રાણને રોકવો તેને પ્રાણાયામ એટલે કુભક કહેલો છે એવા ત્રણ પ્રાણાયામમા નવ મત્રો જપવાના છે કુભક કહ્યો ને પૂરક તથા રેચકસહિતજ હોય માટે ત્યા પૂરકરેચક અર્થથી સમજવા, ને તે બને (પૂરક તથા રેચક) ત્રણ ત્રણ મત્ર ભણતાસુધી થઈ શકે નહિ માટે જેઓ ત્રણ મત્ર ભણતાસુધી પૂરક તથા રેચક કરવાનુ કહે છે તેઓનુ તે કહેવુ શાસ્ત્ર તથા અનુભવથી વિરુદ્ધ હોવાથી આદર કરવાયોગ્ય નથી સધ્યામા પ્રાણાયામ, ગાયત્રીજપ ને અર્ઘ્યપ્રદાન એ બહુ અગત્યના અગો છે, છતા ઘણા પ્રમાદી

દ્વિજો વાસ્તવિકરીત પ્રાણાયામ કરવા સાવધાનના સેવતા નથી એ ઘણુજ અનુચિત કરે છે પ્રાણાયામના લાભ ભગવાન્ મનુ મનુસ્મૃતિના છઠ્ઠા અધ્યાયના નીચેના શ્લોકોમા નીચે પ્રમાણે દર્શાવે છે —

"प्राणायामा ब्राह्मणस्य त्रयोऽपि विधिवत्कृताः ।
व्याहृतिप्रणवैर्युक्ता विज्ञेयं परमं तपः ॥ ७० ॥
दह्यन्ते ध्मायमानानां धातूनां हि यथा मलाः ।
तथेंद्रियाणां दह्यन्ते दोषाः प्राणस्य निग्रहात् ॥७१॥"

**ભાવાર્થ:**—સાત વ્યાહૃતિ દશ પ્રણવ, ગાયત્રી ને ગાયત્રીનુ શિર એ મત્રવડે તથા પૂરક, કુભક ને રેચક એ વિધિવડે કરેલા ત્રણ પ્રાણાયામો પણ બ્રાહ્મણોનુ શ્રેષ્ઠ તપ જાણવુ જેમ સુવર્ણ આદિ ધાતુઓને માટીની કુલડીમા નાખી અગ્નિવડે તેમને તપાવી તેમનો રસ કરવાથી તેઓમા જે મલરૂપ દ્રવ્યો રહ્યા હોય છે તે બળી જાય છે તેમ પ્રાણાયામવડે પ્રાણનો નિરોધ કરવાથી મનના રાગદ્વેષાદિ તથા નેત્રાદિ ઇંદ્રિયોના વિષયોભણી દોડવુ આદિ દોષો નાશ પામી જાય છે

મન ને ઇંદ્રિયોના નિષિદ્ધ વેગો પ્રાણાયામના અભ્યાસથી રોકાય છે, તેથી શરીર નીરોગ રહે છે, ન જઠરાગ્નિની દીપ્તિ થાય છે, તથા મનના રાજસતામસ સ્વભાવો દૂર થઇ તેની ધારણા કરવાયોગ્ય સ્થિતિ થાય છે

બહારના વાયુને બેમાના કોઇ પણ એક નાસાપુટદ્વારા હૃદયભણી ખેંચવો તે પૂરક, પૂરેલા વાયુને હૃદયમા યથાશક્તિ વા ત્રણ મત્રો મનમા ભણતાસુધી રોકવો તે કુભક, ને પછી તે વાયુને ધીરે

ધીરે કોઇ પણ બીજા નાસાપુટદ્વારા બહાર કાઢવો તે રેચક કહેવાય છે પ્રાણાયામનુ વિશેષ નિરૂપણ પોતપોતાના વેદનુ આહ્નિકપ્રકાશ વાચવાથી જોવામા આવશે જેમને તેથી પણ વિશેષ જાણવાની ઇચ્છા થાય તેમણે યોગકૌસ્તુભમા પ્રાણાયામનામની પ્રભા જોવી

પ્રત્યેક દ્વિજપુત્રને ઉપનયન થાય કે તુરતજ ગાયત્રીમત્ર અર્થ-સહિત શીખવવાની જેટલી અગત્ય છે તેટલીજ અગત્ય તેને વિધિવત્ પ્રાણાયામ કરતા શીખવવાની પણ છે કિંતુ વર્તમાનમા તો મોટે ભાગે માબાપો પુત્રને માટે કન્યા શોધવાની તથા તેને જેમ બને તેમ વેલાસર પરણાવી ગૃહસ્થ બનાવી દેવાની જેટલી ચિંતા રાખે છે તેના એક આનાજેટલી ચિતા પણ તેનો અભ્યુદય કે નિઃશ્રેયસ થાય એવા ધર્મપાલનમાટે રાખતા નથી, એ જોઇ સહૃદય દ્વિજોને અત્યત ખેદ ઉપજે છે

ત્રણ પ્રાણાયામ થઇ રહ્યા પછી સધ્યાનો સકલ્પ કરવામા આવે છે તેમા દેશ તથા કાલના ઉચ્ચારણસાથે સગ્રહિત પાપોની તથા પ્રમાદથી થયેલા ક્ષુદ્ર પાપોની નિવૃત્તિમાટે હુ અમુક કાલની સધ્યા કરીશ એવો નિશ્ચય દર્શાવેલો હોય છે

સાકાર વસ્તુને અવકાશ આપનાર તથા જેના સદ્ભાવવડે વસ્તુઓની પરસ્પરની પૂર્વપશ્ચિમ આદિ દિશાઓનો નિર્ણય થાય છે તે દેશ કહેવાય છે સકલ્પમાના અત્રશબ્દવડે દેશનુ ઉચ્ચારણ કર્યું છે એમ સમજવુ

જેના સદ્ભાવવડે વસ્તુઓના પર તથા અપરનો નિર્ણય કરાય છે એવી જે ક્ષણની પરપરા તે કાલ કહેવાય છે સકલ્પમાંના અદ્ય શબ્દવડે કાલનુ સક્ષેપમા ઉચ્ચારણ કરીને પછી તેના વિસ્તારરૂપે માસાદિના નામોનો ઉચ્ચાર કરવામા આવે છે

દેશ તથા કાલ એ બને બ્રહ્મના વિવર્તરૂપ હોવાથી મિથ્યા છે, ને તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ સત્ય છે અધિષ્ઠાનથી વિપરીતસ્વભાવવાળુ અન્યથાસ્વરૂપ વિવર્ત કહેવાય છે કલ્પિતનો આધાર હોય તે અધિષ્ઠાન કહેવાય છે બ્રહ્મરૂપ અધિષ્ઠાનથી દેશકાલ વિપરીતસ્વભાવવાળા તથા અન્ય પ્રકારના સ્વરૂપવાળા છે તેથી તે બ્રહ્મમા વિવર્તરૂપે રહેલા છે જેમ દોરડીમા કલ્પાયેલો સર્પ દોરડીથી ભિન્ન નથી તેમ બ્રહ્મમા કલ્પાયેલા દેશકાલ બ્રહ્મથી ભિન્ન નથી એમ સકલ્પ કરનાર મુમુક્ષુએ વિચારવુ વળી માસ, પક્ષ, તિથિ તથા વાર આદિના નામો પણ ક્રમાત્ ફરે છે તેથી આ વિશ્વમા સર્વ પદાર્થો વિનાશી છે, તથા વાર, તિથિ, પક્ષ ને માસના જવાથી પોતે ઉત્તરોત્તર મૃત્યુની સમીપ જતો જાય છે તેનુ સ્મરણ રાખી જ્ઞાતવ્યને જાણવામાટે તેણે ઘણીજ જાગૃતિ સેવવી જોઇએ

ઇદ્રિયોનો તથા અત કરણનો નિષિદ્ધ વિષયોસાથે તથા મર્યાદાથી વિશેષ વ્યાવહારિક વસ્તુઓસાથે જે સબધ થાય છે તથા નિત્યપ્રતિ પ્રમાદથી જે ક્ષુદ્ર જતુઓની હિંસા થાય છે તે દોષની તથા બીજા પાપસસ્કારોની નિવૃત્તિમાટે ત્રિકાલ સધ્યા-પરમાત્માનુ યથાર્થ ધ્યાન-કરવામા આવે છે મુમુક્ષુએ સાવધાનતા સેવી જેમ બને તેમ પાપથી મોકળા રહેવુ, ને જે અનિવાર્ય સ્વલ્પ પાપ થાય તેની નિવૃત્તિમાટે ત્રિકાલ સધ્યા કરવી સધ્યા એકાગ્રચિત્તથી કરવી, ભટકતે મને ન કરવી ચિંતા તથા બીજા વિચારોથી પોતાના મનને મોકળુ કરી હવે એકાગ્રતાપૂર્વક સધ્યામા પ્રવૃત્તિ કરવાની , એમ સધ્યા કરનારને તેણે કરેલો સકલ્પ સૂચવે છે

નવા પગરખા પહેરી દેવદર્શને જનાર કોઈ મનુષ્ય જેમ અર્ધી પોતાના દેવની ને અર્ધી પોતાના નવા જોડાની સ્તુતિ કરી તેમ અધુ

પરમાત્માનુ ધ્યાન ને અર્ધું વ્યવહારનુ ધ્યાન સધ્યાકાલે સધ્યા કરનાર દ્વિજે બનતે પ્રયત્ને ન થવા દેવુ કોઈ મનુષ્ય નવા પગરખા પહેરી કોઇ દેવલમા દેવના દર્શન કરવા ગયો હતો ત્યા જઇ તેણે તે દેવની સ્તુતિ કરવા માડી તેમાનુ એક ચરણ તે દેવભણી જોઇને બોલતો હતો, ને રખેને કોઇ મારા નવા પગરખા ન લઈ જાય એવા ભયથી અન્ય ચરણ તે નવા પગરખાભણી દૃષ્ટિ કરીને બોલતો હતો, તે આવી રીતે –દેવભણી જોઇને—त्वमेव माता च તમેજ મારી માતારૂપ છો, અને પોતાના પગરખાભણી જોઇને –पिता त्वमेव તમેજ મારા પિતા છો, દેવભણી જોઇને–त्वमेव बन्धुश्च તમેજ મારા બધુ છો, અને પગરખાભણી જોઇને–सखा त्वमेव તમેજ મારા મિત્ર છો, દેવભણી જોઇને—त्वमेव विद्या તમેજ મારી વિદ્યા છો, પુન પગરખાભણી જોઇને—द्रविणं त्वमेव તમેજ મારુ દ્રવ્ય છો, પુન દેવભણી જોઇને—त्वमेव सर्वं તમેજ મારુ સર્વ છો, અને પગરખાભણી જોઇને –मम देवदेव હે મારા દેવના દેવ '

આમ ભટકતે મને દેવસ્તુતિ કરવાથી જેમ ચિત્તની યોગ્યતા વધી શકે નહિ તેમ જેઓ ભટકતે મને સધ્યા કરે છે તેમના ચિત્તોની યોગ્યતા પણ વધી શકતી નથી

સકલ્પ કરી સાવધાન થઇને કાર્યમા જોડાવાથી મનુષ્યનુ અત –કરણ તથા ઇંદ્રિયો તે કાર્યમા વિશેષ એકાગ્રતાપૂર્વક જોડાય છે, અને તેમના તે કાર્યથી ભિન્ન પ્રવૃત્તિ તથા મૂઢના સમયને માટે દૂર થાય છે પછી બને હાથ જોડી સામી સૂર્યમડલમા ઉપાધિના નિર્મલપણાથી સ્પષ્ટ પ્રતીત થતી ચિતિશક્તિનુ, પોતાના ઉપર અનુગ્રહ કરવા-

માટે આવાહન કરવામા આવે છે+ પછી પોતાના અતઃકરણની યોગ્યતામા વધારો કરવા માર્જન કરવામા આવે છે * એ માર્જન

+ ॐ गायत्रीं त्र्यक्षरां बालां साक्षसूत्रकमण्डलुम् ।
रक्तवस्त्रां चतुर्वक्त्रां, हंसवाहनसंस्थिताम् ॥ १ ॥
ब्रह्माणीं ब्रह्मदैवत्यां, ब्रह्मलोकनिवासिनीम् ।
आवाहयाम्यहं देवीमायान्तीं सूर्यमण्डलात् ॥ २ ॥
आगच्छ वरदे देवि, त्र्यक्षरे ब्रह्मवादिनि ।
गायत्रि छन्दसां मातर्ब्रह्मयोनि नमोऽस्तु ते ॥ ३ ॥

**ભાવાર્થ**—ગાયત્રી-પોતાનુ સ્મરણ કરનારનુ ભેદદર્શનરૂપ પાપથી રક્ષણ કરનારી, ગાયત્રી એવા ત્રણ અક્ષરના નામવાળી, સર્વદા સૌંદર્યરૂપ કિશોરાવસ્થાવાળી હોવાથી બાલા, રુદ્રાક્ષ એટલે જ્ઞાન, સૂત્ર એટલે ઇચ્છા, ને કમંડલુ એટલે ક્રિયા એ ત્રણ શક્તિઓ જેમા પ્રતીત થાય છે એવી, રાગરૂપ આચ્છાદનથી ઢંકાલી, અ ઉ મ ને અમાત્રરૂપ ચાર મુખવાળી પ્રાણરૂપ વાહનઉપર સારી રીતે સ્થિત થએલી, ૧ બ્રહ્મામા અગ્નિરૂપે દીર્ઘકાલ પ્રતીત થનારી, બ્રહ્મામા ચિદ્રૂપે દીર્ઘકાલ પ્રતીત થનારી બ્રહ્મલોકમા સ્પષ્ટરૂપે અભિવ્યક્ત થનારી, જાણે સૂર્યમડલમાથી આવતી હોય એમ પ્રતીત થનારી, આ ચિતિશક્તિનુ તે વ્યાપક હોવાથી હુ ઉપચારથી આવાહન કરુ છુ ૨ હે મોક્ષરૂપ વર આપનારા ! હે સ્વયપ્રકાશરૂપ ! હે ત્રણ અક્ષરવાળા ! હે તત્ત્વવેત્તાઓમા રહી બ્રહ્મનુ નિરૂપણ કરનારા ! પધારો—મારા અતઃકરણમા નિરાવરણ થઈ પ્રતીત થાઓ હે ગાયત્રિ ! હે વેદોની ઉત્પત્તિના સ્થાનરૂપ ! હે પ્રકૃતિના આશ્રયરૂપ ! તમને અભેદભાવે મારુ નમન હો ૩

* ॐ आपो हि ष्ठा मयो भुवस्ता न ऊर्जे दधातन महेरणाय चक्षसे ॥१॥

વડે મલ, વિક્ષેપ ને આવરણુને દૂર કરવા પ્રયત્ન થાય છે પાપ-સસ્કારો જે દુષ્ટવિચારોના તથા દુષ્ટપ્રવૃત્તિના હેતુ છે તે મલ કહેવાય છે, ચિત્તની ચચલતાના હેતુભૂત સસ્કારો વિક્ષેપ કહેવાય છે, અને સ્વરૂપને આચ્છાદન કરનાર દોષ આવરણુ કહેવાય છે લૌકિકવૈદિકકર્મ નિષ્કામબુદ્ધિવડે કરવાથી તે નિષ્કામકર્મ કરનાર દ્વિજના અત કરણુ-માના પાપસસ્કારો બલહીન થઇ જાય છે, પરમાત્મધ્યાન કરવાથી અત કરણુમાનો તમોગુણુ તથા રજોગુણુ દૂર થવાથી અત કરણુમાનો લયદોષ તથા ચાચલ્યદોષ દૂર થઇ જાય છે, અને અતરાત્માથી અભિન્ન બ્રહ્મતત્ત્વનો મશયવિપર્યયરહિત અપરોક્ષ અનુનવ થવાથી

---

ॐ यो व शिवतमो रसस्तस्य भाजयतेह न उशतीरिव मातर ॥ २ ॥

ॐ तम्मा अरङ्गमाम वो यस्य क्षयाय जिन्वथ आपो जनयथा च न ॥ ३ ॥

**ભાવાર્થ:**–હે જલોપહિતચેતન! વિશ્વમાના સર્વ પ્રાણીઓને નિરુપાધિક નિરવધિ સુખ આપનાર થાઓ તે જલોપહિતચેતન અમને ભોક્તાના વાસ્તવિકરૂપે સ્થિર કરો વળી તે અમને બ્રહ્મના સાક્ષાત્કારમાટે સમર્થ કરો ૧ હે જલોપહિતચેતન! જે તમારો અત્યત કલ્યાણરૂપ સ્વભાવ છે તે સ્વભાવના અમને અહિ–આ જન્મમા–અભેદભાવરૂપ ભાગવાળા કરો જેમ મા દીકરાનુ કલ્યાણુ ઇચ્છતી છતી તેમને દૂધ આદિ રસથી તૃપ્ત કરે છે તેમ હે જલોપહિતચેતન! તમે અમને પરમાનદનો અનુભવ કરાવી તૃપ્ત કરો ૨ હે જલોપહિત-ચેતન! જે અજ્ઞાનના નાશમાટે તમે જ્ઞાનનિષ્ઠાને પુષ્ટ કરો છો તે જ્ઞાનનિષ્ઠામાટે અમે તમને શુદ્ધભાવથી પ્રાપ્ત થઇએ છીએ વળી હે જલો-પહિતચેતન! તમે અમને બ્રહ્મનિષ્ઠા ઉત્પન્ન કરવામાં સમર્થ કરો ૩

અંતઃકરણમાંથી આવરણદોષ દૂર થઇ જાય છે યથાશક્તિ નિત્ય
કર્મ તથા પરમાત્મધ્યાન કર્યા છતાં ચિત્તમાં કાંઇ મલ તથા વિક્ષેપ
દોષ રહેલ હોય તો તે સર્વથા દૂર કરવામાટે નિત્ય અભ્યાસાર્થે માર્જન
કરવામાં આવે છે ભસ્માદિવડે માંજવાથી જેમ ધાતુપાત્રો શુદ્ધ થાય
છે તેમ માર્જનના મંત્રથી માર્જન કરનાર દ્વિજનું અંતઃકરણ શુદ્ધ થાય છે
પછી સાક્ષીના વિવર્તરૂપે પ્રતીત થતા આ સર્વ નામરૂપાત્મક પ્રપંચ
નો સાક્ષીમાં બાધ કરવાની ભાવનાપૂર્વક **મંત્રાચમન** કરવામાં આવે
છે ભેદપ્રતીતિ દુઃખદાતા છે એમ દ્વિતીયાદ્વૈ ભયં ભવતિ
( દ્વૈતદર્શનથી નિશ્ચય ભય થાય છે ) ઇત્યાદિ શ્રુતિઓ કહે છે
સ્વપ્નમાં પ્રતીત થતો વાઘ વસ્તુતાએ મિથ્યા છતાં પણ જોનારને

ॐ सूर्यश्च मा मन्युश्च मन्युपतयश्च मन्युकृतेभ्यः पापेभ्यो रक्षन्ताम्, यद्रात्र्या पापमकार्षम्, मनसा वाचा हस्ताभ्याम्, पद्भ्यामुदरेण शिश्ना, रात्रिस्तदवलुम्पतु, यत्किंच दुरितं मयि, इदमहं माममृतयोनौ, सूर्ये ज्योतिषि जुहोमि स्वाहा ॥

**ભાવાર્થ**—સૂર્ય, શંકર અને જ્ઞાનયજ્ઞનું રક્ષણ કરનારી દૈવી-
સંપત્તિઓ ભેદદર્શનવડે થયેલા પાપોથી મારૂં રક્ષણ કરો મેં અજ્ઞાન-
રૂપ રાત્રિમાં મનથી, વાણીથી બે હાથથી, બે પગથી, પેટથી ને
ઉપસ્થથી જે અકર્તવ્યના અનુષ્ઠાનરૂપ પાપ કર્યું હોય તે પાપ સર્વ
અજ્ઞાની જીવોની રાત્રિરૂપ બ્રહ્મ દૂર કરો વળી મારા અંતઃકરણમાં
જે વિષયવાસનારૂપ બીજું પાપ હોય તે આ પાપને તથા દેહાદિ-
માં હુંપણાની બુદ્ધિને અમરપણાના હેતુરૂપ સ્વયંપ્રકાશ સાક્ષીમાં
હું બાધ પમાડું છું. આ સર્વ આંતરબાહ્યપ્રપંચ તેમાં સારી રીતે
બાધ પામેલો થાઓ.

તે કાલે ભય ઉપજાવે છે તેમ જાગ્રતમાં પ્રતીત થતું દ્વૈત વસ્તુતાએ મિથ્યા છતાં પણ દ્વૈતદ્રષ્ટાને ભય ઉપજાવે છે માટે પરમાનંદની નિત્યપ્રાપ્તિ તથા દુઃખની ઐકાંતિક ને આત્યંતિક નિવૃત્તિ ઇચ્છનાર મુમુક્ષુએ સદ્‌ગુરુ તથા સત્‌શાસ્ત્રના ઉપદેશથી ને પોતાના પુરુષપ્રયત્નથી તે દ્વૈતનો અપરોક્ષ મિથ્યા નિશ્ચય કરવો જોઇએ મંત્રાચમનપછી દ્રુપદા+ એ મંત્રથી અઘમર્ષણ કરવામાં આવે છે અઘમર્ષણવડે આત્માના પવિત્રતમ ને નિર્લેપ સ્વભાવ સ્મરણ કરી અજ્ઞાનવડે ઉપજેની અંતઃકરણ, ઇંદ્રિયો ને શરીરની સાથે એકપણાની બ્રાન્તિથી જે પાપો થયા હોય તેમને દૂર કરવાના છે સાધકે કર્તાભોકતારૂપ સંસારિભાવનું સ્વને શને વિસ્મરણ કરી પોતાના અકર્તાભોક્તાભાવરૂપ અસંસારિભાવનો સ્પષ્ટ અનુભવ કરી કૃતાર્થ થવાનું છે અઘમર્ષણ કર્યા પછી આચમન લઇ પ્રણવ, ત્રણ વ્યાહૃતિ ને ગાયત્રીવડે શ્રીસૂર્યને ત્રણ અર્ધ્ય આપવાના છે અર્ધ્ય આપતીવેલા પોતાના વ્યષ્ટિઅવિદ્યાપહિત ચેતનનો સૂર્યમંડલોપહિત ચેતનસાથે અભેદ સભારવાનો છે ત્રણ અર્ધ્યના પ્રદાનવડે એ અભેદભાવ સુદૃઢ કરવાનું

+ॐ द्रुपदादिव मुमुचानः स्विन्नः स्नातो मलादिव । पूतं पवित्रेणेवाज्यमापः शुन्धन्तु मैनसः ॥

ભાવાર્થ—પગમાં પહેરેલી પાદુકાથી છૂટો થયેલો મનુષ્ય જેમ પાદુકાના દોષથી મોકળો થાય છે, અને પરસેવાવાળો મનુષ્ય જેમ સ્નાન કરવાવડે મેલથી મોકળો થાય છે, તથા પવિત્ર ઊનના ગળણાવડે ગાળવાથી જેમ ઘી પવિત્ર (મેલ તથા જંતુઓથી રહિત) થાય છે, તેમ હે જલોપહિતચેતન! મને નિર્લેપસ્વભાવના દૃઢ બોધવડે પાપથી પવિત્ર (રહિત) કરો

સૂચન છે સૂર્યમંડલોપહિતચેતનનો ને પોતાનો સર્વદા અભેદ છે એ વાત સાધકે અર્ઘ્યપ્રદાનવેલા ઉચ્ચારવામા આવતા ગાયત્રીમંત્રના અર્થરૂપે સ્મરણમા રાખવી આવશ્યક છે અર્ઘ્યપ્રદાનપછી ॐ असावादित्यो ब्रह्म (આ સૂર્ય બ્રહ્મના વિવર્તરૂપ હોવાથી બ્રહ્મ છે) એ મંત્રથી આસનને પ્રદક્ષિણા કરીને અથવા જમણા હાથમા જલ લઇ બેઠા બેઠા પ્રદક્ષિણાની રીતે પોતાનો જમણો હાથ ફેરવીને તે જલ છાટવુ પછી આચમન લઇ એક પ્રાણાયામ કરવો પછી શ્રીસૂર્યનુ ઉપસ્થાન उद्वय+ ઇત્યાદિ ચાર મંત્રોથી કરવુ સૂર્યનુ ઉપસ્થાન કરવુ એટલે

+ ॐ उद्वय तमसस्परि स्व पश्यन्त उत्तरम् ।
देव देवत्रा सूर्यमगन्म ज्योतिरुत्तमम ॥ १ ॥
ॐ उदुत्य जातवेदस देव वहन्ति केतव ।
दृशे विश्वाय सूर्यम् ॥ २ ॥
ॐ चित्र देवानामुदगादनीक चक्षुर्मित्रस्य वरुणस्याग्ने ।
आप्रा द्यावापृथिवी अन्तरिक्ष सूर्य आत्मा जगतस्तस्थुषश्च ॥ ३ ॥
ॐ तच्चक्षुर्देवहित पुरस्ताच्छुक्रमुच्चरत् पश्येम शरद शत जीवेम शरद शत शृणुयाम शरद शत प्रब्रवाम शरद शतमदीना स्याम शरद शत भूयश्च शरद शतात् ॥ ४ ॥

**ભાવાર્થ:**—સદ્ગુરુદેવવડે રક્ષાયેલા અને અજ્ઞાનના આધારભૂત બ્રહ્મને સર્વઅણીથી અનુભવતા અમે સ્વયપ્રકાશ, શ્રેષ્ઠ ને વિશ્વના વિવર્તઉપાદાનકારણરૂપ બ્રહ્મને અભેદભાવે પામીએ છીએ ૧ તે જ્ઞાનસ્વરૂપ તથા સ્વયપ્રકાશને વિશ્વના વિવર્તઉપાદાનકારણરૂપ બ્રહ્મને જીવોના મનોની વૃત્તિઓ જગતના પ્રકાશમાટે પોતામા ધારણ કરે છે, તે બ્રહ્મને અમે અભેદભાવે પામીએ છીએ ૨ આ બ્રહ્મ જે દેવોના

શ્રીસૂર્યના અધિષ્ઠાનરૂપ જે બ્રહ્મ છે તે બ્રહ્મ ! ચિત્તવૃત્તિવડે અનુસધાન કરવુ ઉપસ્થાન થઇ રહ્યા પછી ઊભા ઊભા બ્રહ્મસ્વરૂપમા મન જોડી વાણીવડે ગાયત્રીમ ત્રનો જપ યથાશક્તિ કરવો. જપ કરતીવેલા ઉંઘ ને બીજા વિચારોથી દ્વિજે પોતાના મનને મોકળુ રાખવુ જપાતે उत्तमे०* એ મત્રથી ગાયત્રીનુ વિસર્જન કરવુ પછી શ્રીસદ્ગુરુ આદિને નમસ્કાર કરીને બે આચમન લઇ સધ્યાવદનની સમાપ્તિ કરવી

---

અગ્રેસરરૂપ તથા સૂર્ય ચદ્ર ને અગ્નિને પ્રકાશનાર છે તે વ્યવહારમા વિચિત્રરૂપે પ્રતીત થાય છે જગમ અને સ્થાવરના આત્મરૂપ આ બ્રહ્મ સ્વર્ગ, પૃથ્વી ને અતરિક્ષને પોતાના સત્તાદિ સ્વભાવથી પૂર્ણ કરે છે, તે બ્રહ્મને અમે અભેદભાવે પામીએ છીએ ૩ સર્વને પ્રકાશનાર, દેવાદિના હિતરૂપ, અત્યતશુદ્ધ, સર્વની આગળ વિવિધરૂપે પ્રતીત થતુ જે આ બ્રહ્મ છે ને બ્રહ્મનુ ચિત્તવૃત્તિવડે અનુસધાન કરવાથી અમે સો વર્ષ જોઇએ–દૃષ્ટિના દ્રષ્ટારૂપે રહીએ, સો વર્ષ જીવીએ–આયુષ્‌ના આયુષ્‌નો અનુભવ કરીએ, સો વર્ષ સાભળીએ–શ્રોત્રના શ્રોત્રરૂપે રહીએ, સો વર્ષ બોલીએ–વાણીની વાણીરૂપે સ્થિતિ કરીએ, સો વર્ષ દીનતારહિત ( મહાશ્રીમત ) રહીએ, અને પ્રારબ્ધમા હોય તો સો વર્ષથી વિશેષ પણ ઉપર કહેલો અનુભવ કરીએ ૪

* ॐ उत्तमे शिखरे जाता, भूम्या, पर्वतमूर्धनि ।
ब्राह्मणेभ्योऽभ्यनुज्ञाता, गच्छ देवि यथासुखम् ॥

**ભાવાર્થ**—તમે આ વિશ્વમા સત્ત્વગુણના અતિશ્રેષ્ઠ ભાગમા આવિર્ભાવ પામેલા ને મુમુક્ષુઓથી સારી રીતે અનુજ્ઞા પામેલા છો હે સ્વયપ્રકાશરૂપે ! તમે હવે યથાસુખે મુમુક્ષુઓનો અનુગ્રહ કરવા પધારો.

## દ્વિજને સન્ધ્યાવન્દન કરવાની શાસ્ત્રાજ્ઞા.

કોઇ પણ બ્રાહ્મણે ઉપવીત ધારણ કર્યા પછી સન્ધ્યાવન્દન કરવામા લેશ પણ પ્રમાદ કે આળસ રાખવા નહિ બ્રાહ્મણે નિત્યપ્રતિ સન્ધ્યાવન્દન કરવુ એમ " अहरहः सन्ध्यामुपासीत " ( બ્રાહ્મણે નિત્યનિત્ય સન્ધ્યાવન્દન કરવુ ) એ વચનથી વેદભગવાને આજ્ઞા કરી છે ક્ષીષડ્વિંશ બ્રાહ્મણની " तस्माद् ब्राह्मणोऽहोरात्रस्य योगे सन्ध्यामुपासीत ॥ " ( સન્ધ્યોપાસના નહિ કરવાથી પાપના ભાગી થવાય છે માટે બ્રાહ્મણે દિવસના અને રાત્રિના સન્ધિસમયમા સન્ધ્યોપાસના કરવી ) એ શ્રુતિ પણ બ્રાહ્મણોને નિત્ય સન્ધ્યાવન્દન કરવાની આજ્ઞા કરે છે જે દ્વિજ અશ્રદ્ધા આળસ કે પ્રમાદને વશ થઇને સન્ધ્યાવન્દનાદિ વૈદિકકર્મ કરતો નથી તે પાપનો ભાગી થાય છે એમ " अकृत्वा वैदिक नित्य प्रत्यवायी भवेन्नर ॥ " ( દ્વિજ સન્ધ્યાવન્દનાદિ વૈદિક નિત્યકર્મ નહિ કરવાથી પાપનો ભાગી થાય છે ) આ વેદવચન પોકારીને કહે છે માટે પ્રત્યેક બ્રાહ્મણે શ્રદ્ધા ને સાવધાનતાથી ઉત્સાહપૂર્વક નિત્ય ત્રિકાલ સન્ધ્યાવન્દન કરવુ જોઇએ

નીચેના સ્મૃતિવચનો પણ બ્રાહ્મણે અવશ્ય નિત્ય સન્ધ્યોપાસના કરવી જોઇએ એમ ઉપદેશ કરે છે —

"न तिष्ठति तु यः पूर्वां, नोपास्ते यश्च पश्चिमाम् ।
स शूद्रवद् बहिष्कार्यः, सर्वस्माद् द्विजकर्मणः ॥ १ ॥
एकाहं जपहीनस्तु, संध्याहीनो दिनत्रयम् ।
द्वादशाहमनग्निश्च, शूद्र एव न संशयः ॥ २ ॥
तस्मान्न लंघयेत्संध्यां, सायंप्रातः समाहितः ।

उल्लंघयति यो मोहात्, स याति नरकं ध्रुवम् ॥ ३ ॥
संध्या येन न विज्ञाता, संध्या येनानुपासिता ।
जीवमानो भवेच्छूद्रो, मृतः श्वा चाभिजायते ॥ ४ ॥
संध्याहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु ।
यदन्यत्कुरुते कर्म, न तस्य फलभाग् भवेत् ॥ ५ ॥
संध्यास्नानं त्यजन् विप्रः, सप्ताहाच्छूद्रतां व्रजेत् ।
तस्मात्संध्यां च स्नानं च, सूतकेऽपि न संत्यजेत् ॥ ६ ॥
तस्मान्नित्यं प्रकर्तव्यं, संध्योपासनमुत्तमम् ।
तदभावेऽन्यकर्मादावधिकारी भवेन्न हि ॥ ७ ॥
दिवा वा यदि वा रात्रौ, यदज्ञानकृतं भवेत् ।
त्रिकालसंध्याकरणात्, तत्सर्वं हि प्रणश्यति ॥ ८ ॥
एतत्संध्यात्रयं प्रोक्तं, ब्राह्मण्यं यत्र तिष्ठति ।
यस्य नास्त्यादरस्तत्र, न स ब्राह्मण उच्यते ॥ ९ ॥"

**ભાવાર્થ.**—જે દ્વિજ પ્રાતઃકાલની સંધ્યા કરતો નથી, અને સાયંકાલની સંધ્યા પણ કરતો નથી તેને શૂદ્રના જેવો ગણી દ્વિજોનાં સર્વ કર્મોથી દૂર કરી જ્ઞાતિબહાર મૂકવો. ૧ જે દ્વિજ એક દિવસ જપરહિત છે, ત્રણ દિવસપર્યંત સંધ્યારહિત છે, અને બાર દિવસ પર્યંત અગ્નિમાં હોમ કર્યા વિનાનો છે તે શૂદ્રજ છે એમાં સંશય નથી. ૨ સંધ્યા નહિ કરવાથી દ્વિજ શૂદ્રભાવને પામે છે માટે દ્વિજે કદીપણ સંધ્યાનું ઉલ્લંઘન નહિ કરતાં સાયંકાલે તથા પ્રાતઃકાલે સાવધાન થઈને સંધ્યાવંદન કરવું. જે દ્વિજ કર્તવ્યનું વિસ્મરણ

કરી સંધ્યાનો પરિત્યાગ કરે છે તે દ્વિજ નિશ્ચય નરકને પામે છે ૩ જે દ્વિજે સંધ્યા જાણી નથી, અને સંધ્યોપાસના કરી નથી તે દ્વિજને જીવતા શૂદ્ર જાણવો, અને મુઆ પછી તે શ્વાન થાય છે ૪ જે દ્વિજ સંધ્યા કરતો નથી તે નિત્ય અપવિત્ર ને સર્વ શ્રૌત સ્માર્તકર્મમા અનધિકારી છે, અને બીજુ જે ધર્મસંબંધિ કર્મ તે કરે છે તેનુ ફલ તેને મળતું નથી ૫ સ્નાન અને સંધ્યાનો ત્યાગ કરવાથી દ્વિજ સાત દિવસમા શૂદ્રભાવને પામે છે તેથી કોઇ પણ દ્વિજે સૂતકમા પણ સ્નાન અને સંધ્યાનો ત્યાગ ન કરવો ૬ " સંધ્યા નહિ કરનાર મુઆ પછી શ્વાન થાય છે " ઇત્યાદિ વચનોમા સંધ્યા ન કરવાથી દ્વિજને પાપની પ્રાપ્તિ કહી છે, તે પાપથી બચવામાટે દ્વિજે ઉત્તમ સંધ્યોપાસન નિત્ય કરવુ તે કર્યા વિના દ્વિજ અન્ય શ્રૌતસ્માર્તકર્મમા અધિકારી થતો નથી ૭ દિવસમા અથવા રાત્રિમા અજાણતા જે પાપ થયુ હોય તે સર્વ પાપ ત્રણ કાલ સંધ્યાવંદન કરવાથી સારી રીતે નાશ પામે છે ૮ જેમા બ્રાહ્મણપણ રહ્યુ છે એવી આ ત્રણ સંધ્યા મે (કાત્યાયનઋષિએ) કહી જો તે સંધ્યામા આદર નથી તે બ્રાહ્મણ કહેવાય નહિ ૯

## સંધ્યાવંદનસંબંધિ કેટલીક સૂચના.

પ્રત્યેક બ્રાહ્મણે સંધ્યોપાસનાના મંત્રોનો શુદ્ધ ઉચ્ચાર તથા અર્થ શીખી નિત્ય પ્રેમપૂર્વક સંધ્યોપાસના કરવી જોઇએ. પ્રમાદથી અશુદ્ધ ઉચ્ચાર કરવા એ યોગ્ય નથી, તેમજ અર્થ જાણ્યા વિના કરેલી સંધ્યા પણ બહુ ઉપકારક થતી નથી સંધ્યાવંદનમાની પ્રત્યેક ક્રિયા પણ રહસ્ય સમજી યથાવિધિ કરવી જોઇએ મનુષ્યે ધર્મસંબંધિ કોઇ પણ ક્રિયા માથાઉપરથી વેઠ ઊતારવાની પેઠે નહિ કરતા શ્રદ્ધા,

ભક્તિ, સાવધાનતા ને ધૈર્યથી કરવી જોઇએ કેટલાક આળસુ બ્રાહ્મણો નિરર્થક પ્રસગોમા ઘણો સમય ગાળે છે, પણ તેમને સધ્યા શીખવાનો કે તે કરવાનો સમય મળતો નથી એ બહુ ખેદની વાર્તા છે નિષ્કામબુદ્ધિથી સ્વધર્મપાલન ન થઇ શકે તેમણે આરોગ્ય, ધન કે અન્ય નિર્દોષ પદાર્થની કામના રાખીને પણ સ્વધર્મનું પાલન કરવુ ઉચિત છે દ્રવ્યાદિની લાલસાને વા નાસ્તિકતાને વશ થઇ સ્વધર્મનો ત્યાગ કરવાનું ફલ સારુ નથી એમ શિષ્ટો ને શાસ્ત્રો કહે છે માટે પ્રત્યેક દ્વિજે સ્વધર્મપાલન કરવામાં સદાગ્રહ સેવવો જોઇએ જેનાથી વિસ્તારથી સધ્યાવદન ન થઇ શકે તેણે લઘુસધ્યા કરવી જોઇએ જે પ્રમાદી બ્રાહ્મણથી એમ પણ ન બની શકે તેણે શુદ્ધ ઉચ્ચારથી ગાયત્રીની ત્રણ માલાનો જપ નિત્ય અવશ્ય કરવો જોઇએ

હાલના કર્મભ્રષ્ટ ને ધનધાન્યાદિથી દુખી બ્રાહ્મણોએ પોતાના પૂર્વજોની સુખમય ને સામર્થ્યવાળી સ્થિતિનો વિચાર કરી, તથા વર્તમાનમા શ્રદ્ધાસાવધાનતાથી સ્વધર્મપાલન કરનારની ઇચ્છવાયોગ્ય સ્થિતિ જોઇ સ્વધર્મ પાળવામા બહુ ઉત્સાહ રાખવો જોઇએ ભ્રષ્ટ થયેલાએ સુધરવુ ને દુખીએ સુખી થવુ એ યોગ્ય છે, પણ ભ્રષ્ટ થયેલાએ ઉત્તરો-તર વધારે ભ્રષ્ટ થવુ, ને દુખી થયેલાએ ઉત્તરોત્તર વધારે દુખી થવુ એ કોઇ પણ રીતે ઇચ્છવાયોગ્ય નથી હે પોતાનુ મહત્ત્વ ભૂલી ગયેલા બ્રાહ્મણો ! જાગો, અને સદાગ્રહથી સ્વધર્મનુ પરિપાલન કરો. એક શુભ કર્મ કરવાથી ઉત્તરોત્તર તમે બીજુ શુભ કર્મ કરવાની ઇચ્છાવાળા થશો પછી શનૈઃ શનૈ તમે બીજા શુભ કર્મો કરશો, ને તમારી વર્તમાનકાલની નઠારી પ્રવૃત્તિ છૂટી જશે, અને તમે સુખી થશો શુ તમને જ્ઞાત નથી કે મનુષ્યે કરેલી એક ભૂલ બીજી

દશ કે તેથી વધારે ભૂલો તે માણસપાસે કરાવે છે? ને મનુષ્યે કરેલુ એક શુભ કર્મ બીજા દશ કે તેથી વધારે શુભ કર્મો તે માણસપાસે કરાવે છે? જો તે તમને જ્ઞાન હોય તો તમે સર્વ અશુભ કર્મ ત્યજો, ને શુભ કર્મોનુ સર્વદા આદરપૂર્વક અનુષ્ઠાન કરો લગભગ શૂદ્રના જેવી સ્થિતિએ પહોચેલા બ્રાહ્મણોએ પણ સ્વધર્મનુ અવલબન કરી, ઉત્તરોત્તર પોતાની સ્થિતિ સુધારી, શીઘ્ર બ્રાહ્મણપણુ સપાદન કરવુ ઉચિત છે, પણ જે અધમ સ્થિતિ પ્રાપ્ત થઇ છે તેમાજ રગદોળાયા કરવુ, વા શનૈ શનૈ વધારે અધમ થતા જવુ એ કોઇ પણ રીતે ઇચ્છવાયોગ્ય નથી

## જપના લાભ અને તેના પ્રકાર.

પ્રત્યેક બ્રાહ્મણે પોતાના અત કરણની શુદ્ધિ તથા સ્થિરતા સપાદન કરવામાટે નિત્યપ્રતિ પોતાના ગુરુએ ઉપદેશ કરેલા પરમાત્મસબધિ પવિત્ર મન્ત્રનો શ્રદ્ધાભક્તિથી યથાશક્તિ જપ કરવો જોઇએ જે બ્રાહ્મણ એક દિવસ પણ જપ ન કરે તો તે શૂદ્રજેવો થઇ જાય છે એવુ સ્મૃતિનુ વચન છે, તો જે બ્રાહ્મણો દીર્ઘકાલપર્યંત જપ કરતા ન હોય તેઓ ઉપરથી બ્રાહ્મણજેવા દેખાતા છતા અતરમા શૂદ્રજેવા અધમ થઇ જાય એમા શુ આશ્ચર્ય છે? યથાવિધિ જપ કરવાથી મનુષ્ય પરમાત્માની સમુખ થાય છે તેથી તેના અત કરણનો સુધારો થવાઉપરાત તેની શરીરસ્થિતિ તથા બાહ્યસ્થિતિ પણ સુધરે છે જપ ચાર પ્રકારનો છે, વાચિક, ઉપાશુ, ધ્યાનરહિત માનસ ને ધ્યાનસહિત માનસ બીજાને સભળાય એવા સ્પષ્ટ ઉચ્ચારવાળી વાણીથી જપ કરવો તે વાચિક, પાસે બેઠેલા માણસ ન સાભળી શકે પણ માત્ર જપ કરનારના હોઠ હાલે એવી રીતે જપ કરવો તે ઉપાશુ, હોઠ તથા જીભ ન હાલે એવી રીતે મનમા જપ

કરવો તે ધ્યાનરહિત માનસ ને ઇષ્ટદેવના ધ્યાનસહિત એવી રીતે જપ કરવો તે ધ્યાનસહિત માનસ જપ કહેવાય છે વાચિકથી ઉપાંશુ, ઉપાંશુથી ધ્યાનરહિત માનસ ને તેનાથી ધ્યાનસહિત માનસ જપ શ્રેષ્ઠ છે સોમયજ્ઞાદિ અન્ય યજ્ઞોના કરતા જપયજ્ઞ શ્રેષ્ઠ છે, કેમકે તેમા હિંસાદિ કોઈ પણ પાપનો અંશ હોતો નથી કોઇ મત્રો પ્રાર્થનારૂપ હોય છે, કોઇ મત્રો નમસ્કારરૂપ હોય છે, અને કોઇ મત્રો આત્મસ્વરૂપના નિરૂપક હોય છે પોતાના અધિકારપ્રમાણે એમાના કોઇ એક પ્રકારનો મત્ર, તે મત્રનુ જેણે સારી રીતે અનુષ્ઠાન કર્યું હોય એવા સદાચરણી પુરુષપાસેથી વિધિવત્ મેળવી તેનો નિત્યપ્રતિ યથાશક્તિ જપ કરવો એ પ્રત્યેક બ્રાહ્મણનુ કર્તવ્ય છે તે મત્ર નિર્ગુણબ્રહ્મ, મહેશ્વર, વિષ્ણુ ગણપતિ, સૂર્ય કે જગદમ્બા એમાના કોઇ પણ એકના સબધવાળો જોઇએ વિધિવત્ જપના અનુષ્ઠાનથી માણસનુ અતઃકરણ ઉત્તરોત્તર પરમાત્માની સમીપ જાય છે માટે પ્રત્યેક દ્વિજે સુખપ્રાપ્તિના તથા દુઃખનિવૃત્તિના અલૌકિક ઉપાયરૂપ જપનુ અનુષ્ઠાન નિત્યપ્રતિ શ્રદ્ધા તથા ઉત્સાહથી કરવુ જોઇએ

**બ્રાહ્મણે પ્રત્યક્ષ (બાહ્ય) હોમ અથવા માનસ હોમ કરવો.**

જે બ્રાહ્મણને અનુકૂળતા હોય તેણે સાઝસવાર અગ્નિમા તડલાદિનો હોમ કરવો જોઇએ જેનાથી પ્રત્યક્ષ હોમ કરવાનુ ન બને તેણે પોતાના દેહાભિમાનને, અતઃકરણના બાહ્યવેગને, રાગદ્વેષને તથા ઇંદ્રિયોના બાહ્યવેગને પરમાત્મરૂપ અગ્નિમા સાઝસવાર હોમવા પ્રયત્ન કરવો જોઇએ

**ત્રણ પ્રકારનુ તર્પણ ને તે કરવાનાં કારણો.**

દેવ, ઋષિ અને પિતૃ આદિને તૃપ્ત કરવા શુદ્ધભાવથી શ્રદ્ધાપૂર્વક જે જવસહિત વા તલસહિત જલના અથવા એકલા જલના

અંજલિ આપવા તે તર્પણ કહેવાય છે જેમનો આપણા ઉપર સાક્ષાત્ વા પરંપરાવડે ઉપકાર હોય તેમના ઉપકારરૂપ ઋણમાથી યોગ્ય ક્રિયાવડે મોકળા થવુ એ આપણુ કર્તવ્ય છે, ને તેમ ન કરીએ તો આપણો અધઃપાત થાય છે દેવાદિએ વૃષ્ટિ આદિદ્વારા મનુષ્યોના ઉપર જે ઉપકાર કરેલો છે તે ઉપકારરૂપ ઋણમાથી મોકળા થવા માટે તેમણે નિત્ય અવશ્ય તર્પણ કરવુ જોઇએ શ્રીપુરાણસમુચ્ચયમા દ્વિજોએ નિત્ય તર્પણ કરવુ જોઇએ એમ નીચેના વચનથી કહ્યુ છે —

"देवताश्च मुनीश्चैव, पितृभ्यो हि न तर्पयेत।
देवादीनामृणी भूत्वा, नरकं स व्रजेदथ॥"

**ભાવાર્થઃ**—જે દ્વિજ દેવોને, મુનિઓને અને પિતૃઓને તર્પણ વડે તૃપ્ત ન કરે તે દેવાદિનો ઋણી થઇને પછી નરકને પામે છે

મનુષ્યના અંતઃકરણમા દીર્ઘકાલના અભ્યાસથી ભેદબુદ્ધિ સુદૃઢ થઇ રહી છે, ને તે ભેદબુદ્ધિ ચિત્તને મલિન રાખે છે તે મલિનતા ટાળવામાટે બ્રહ્માથી માડીને સ્તંબ (થુમડા) પર્યંતના પ્રાણીને દેવ ગણી તેમાં તૃપ્ત કરવા દેવતર્પણ કરવાનુ છે દેવતર્પણથી તેમાના જે જે દેવોનો પોતાના ઉપર ઉપકાર થયો હોય તે તે દેવોનો તર્પણદ્વારા ઉપકાર માનવાથી કૃતજ્ઞતા પ્રદર્શિત કરી તેમના ઋણમાથી મુક્ત થવાય છે, અને જે દેવોનો સાક્ષાત્ વા પરંપરાવડે પોતાના ઉપર ઉપકાર ન થયો હોય તેમને પણ તર્પણવડે પ્રસન્ન કરવાથી તેમના ઋણીનુ ભય રહેતું નથી, તથા તે દેવોની તથા તે દેવોમા રહેલા અંતર્યામીની કૃપાવડે પોતાના ચિત્ત-ની શુદ્ધિ થઇ તેમાં રહેલો ભેદભાવ દૂર થવાની યોગ્યતા આવે છે.

શ્રીસનક એ શ્રીબ્રહ્માના માનસ પુત્ર છે તેમનાથી ભરતખડમા અદ્વૈતજ્ઞાનનો સપ્રદાય પ્રવૃત્ત થયો છે જે અદ્વૈતજ્ઞાન મેળવવા જિજ્ઞાસુ પ્રયત્ન કરે છે તે અદ્વૈતજ્ઞાનના મૂલ પ્રવર્તકનુ તથા તે પછીના મુખ્ય આચાર્યોનુ સ્મરણ કરી તેમના નામનુ તર્પણ કરવાથી દ્વિજ જિજ્ઞાસુના અંતઃકરણમા રહેલા બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિમા પ્રતિબધ કરનારા સસ્કારો દૂર થાય છે માટે તે તર્પણ જેને મનુષ્યતર્પણ વા ઋષિતર્પણ કહે છે તે પણ દ્વિજને નિત્ય કર્તવ્ય છે સર્વ મનુષ્યો સુખની પ્રાપ્તિની ને દુખની નિવૃત્તિની ઇચ્છા છે તે સુખની પ્રાપ્તિ ને દુખની નિવૃત્તિ જ્ઞાનવિના થતી નથી તેથી સર્વ મનુષ્યને જ્ઞાનપ્રાપ્તિની ઇચ્છા પ્રકટ કે અપ્રકટ હોય છે માટે સર્વને ઋષિતર્પણ કર્તવ્ય છે

અંતરિક્ષલોકના અવાતરભેદરૂપ પિતૃલોકમા રહેલા અર્યમાદિ પિતૃઓનુ તથા યમલોકમા રહેલા યમનુ તર્પણ કરવામા તેમની પોતાના મરણ પામેલા સબધિજનોઉપર કૃપા રહે એ હેતુ છે મરેલા સબધિજનોનિમિત્તે જે શ્રાદ્ધ કરવામા આવે છે તેનો પુણ્યાશ અર્યમા તે પ્રાણી જ્યા હોય ત્યા તેને પહોચાડે છે તે તેમનો તર્પણ કરનારઉપર ઉપકાર છે, તેમજ ગત થયેલા સબધિજનોના પુણ્યાપુણ્યનો નિશ્ચય કરી તેમને તેમના કર્મનુ ફલ ભોગવવાની વ્યવસ્થા કરવામા યમનો શ્રમ છે એવી રીતે બન્નેનો ઉપકાર હોવાથી તર્પણવડે તેમના ઉપકારમાથી મોકળા થવાય છે અગ્નિ અને ચદ્રનુ જે તર્પણ કરાય છે તે પણ તેમના ઉપકારમાથી મોકળા થવામાટે કરાય છે જેઓ દૃષ્ટ ઉપકારને પણ ભૂલી જાય છે, ને બની શકે તો તેનુ અનિષ્ટ કરવા તત્પર થાય છે તેવા કૃતઘ્ની લોકોને આવા તર્પણનુ માહાત્મ્ય ન સમજાય તેથી કાઇ તેના વાસ્તવિક માહાત્મ્યની ન્યૂનતા થતી નથી

મરણ પામેલા પિતા આદિ તથા માતા આદિ સબંધીજનોને ઉદ્દેશે જે તર્પણ કરાય છે તે પણ તેમનો ઉપકાર માની તેમના ઋણમાંથી મોકળા થવાનો પ્રયત્ન છે, તેમજ તે તેમના પુણ્યવડે તેમની ઊર્ધ્વગતિ થવાની ભાવના પણ છે. મરણ પામેલા સબંધિ-જનોના નામોનુ સ્મરણ કરી તેમને ઉદ્દેશે તર્પણ કરવામા આવે છે તે ઉપરથી જીવતા સબંધીજનોમા જે શ્રેષ્ઠ, સમાન ને કનિષ્ઠ હોય તેમના પ્રતિ અનુક્રમે પૂજ્યભાવ, મૈત્રી ને દયા તર્પણ કરનારે રાખવા જોઇએ એમ પણ સૂચવાય છે. તર્પણ બે પ્રકારે કહેવાય છે, ભાવ-થી ને દ્રવ્યથી. અંતઃકરણના શુદ્ધભાવથી તર્પણ કરવાયોગ્યનુ મનવડે ને વાણીવડે તર્પણ કરવુ (તેમને સંતોષ થાઓ એવી ભાવના કરવી) તે ભાવતર્પણ, ને જળ વા તલમિશ્રિત જળથી તર્પણ કરવા યોગ્યનુ અંજલિવડે તર્પણ કરવુ તે દ્રવ્યતર્પણ કહેવાય છે. ભાવતર્પણ ને દ્રવ્યતર્પણ સાથે થાય તે ઉત્તમ, દ્રવ્યતર્પણની અનુકૂળતા ન હોવાથી માત્ર ભાવતર્પણ થાય તે મધ્યમ, ને દેખાદેખીથી વા પૂરી સમજવિના જે દ્રવ્યતર્પણ થાય તે કનિષ્ઠ છે.

દ્વિજે એ બન્નેમાનુ કોઇ પણ એક તર્પણ નિત્ય કરવુ જોઇએ તેમા પણ ઉત્તરોત્તરના તર્પણથી પૂર્વપૂર્વનુ તર્પણ શ્રેષ્ઠ છે. જેમનાથી પોતાના વેદના આહ્નિકપ્રકાશમા કહ્યા પ્રમાણે વિસ્તારથી તર્પણ ન થઇ શકે તેમણે પોતાના વેદના નિત્યકર્મમા કહ્યા પ્રમાણે સંક્ષેપમા તર્પણ કરવુ.

દેવો, ઋષિઓ અને મરણ પામેલા નિકટના પૂજ્ય સબંધિ-જનોનુ તર્પણ નહિ કરવાથી મનુષ્ય કૃતઘ્ની થાય છે, ને તે પાપથી તેનો વ્યવહારમા અભ્યુદય થતો નથી, અને જો તેને બ્રહ્મજ્ઞાન મેળવવા-ની ઇચ્છા હોય તો પ્રતિબંધક સંસ્કારોની નિવૃત્તિ ન થવાથી તે બ્રહ્મજ્ઞાન તેને પ્રાપ્ત થઇ શકતું નથી. ધર્મ અને મોક્ષનો અનાદર

કરી વા ભક્તિનો કે જ્ઞાનનો દભ કરી આલસ્ય વા અર્થકામને વશ થઇ જેઓ દેવાદિનુ તર્પણ કરતા નથી તેમનો અધપાત થાય છે માટે પ્રત્યેક વિવેકી દ્વિજે નિત્ય દેવાદિનુ યથાવિધિ તર્પણ કરવુ ઉચિત છે દેવો અને ઋષિઓનુ તર્પણ નહિ કરવાથી અનાવૃષ્ટિ તથા રોગાદિવડે તેમજ સદ્દવિદ્યાના અનાભવડે માણસોને પીડા થાય છે, અને મરણ પામેલા પૂજ્ય સબધીઓનુ તર્પણ નહિ કરવાથી તેમની ઉન્નતિનો ઉપાય ન કરવાવડે તેઓ કૃતધ્ની થાય છે, ને પોતાના પુત્રો પોતાના ઉપર પૂજ્યભાવ રાખી વિવેકવિનયથી વર્તતા નથી, એથી તેમને વ્યાવહારક હાનિ થાય છે

"દેખે એવુ શીખે" એ ન્યાયે જ્યા મરણ પામેલા સબધિજનોનુ સ્મરણ કરી તર્પણ કરાતુ નથી, અને જીવતા પૂજ્ય સબધિજનોભણી વિવેકવિનયથી વર્તાતુ નથી ત્યા રહેલા બાળકો પણ જીવતા પૂજ્ય સબધિજનોભણી પૂજ્યભાવ રાખતા નથી, ને તેમની સાથે વિવેકવિનયથી વર્તતા નથી નાના બાળકોમા અનુકરણ કરવાનો સ્વભાવ પ્રબલ હોય છે, અને તે કાલે પડેલા સસ્કારો પછી સહસા નિવૃત્ત થતા નથી બાળકો પોતાના માતાપિતાના આચરણનુ તેમના ઉપદેશવિનાજ અનુકરણ કરે છે, આ પછી તેમનો તેવો સ્વભાવ બધાય છે જ્યા મરણ પામેલા માતપિતાનુ પૂજ્યભાવથી સ્મરણ થતુ નથી, ને જીવતા માતપિતાસાથે વિવેકવિનયથી વર્તાતુ નથી ત્યા નાનાં બાળકો પણ આપણે ભવિષ્યમા આમ વર્તવાનુ છે એમ નિશ્ચય કરે છે એ વાત વિશેષ સ્પષ્ટ કરવા એક ઉદાહરણ આપવામા આવે છે—કોઇ એક માણસ પોતાના વૃદ્ધ માતપિતાને દિવસે પોતાના ઘરમાં નહિ રહેવા દેતા પોતાના ઘરના ઓટલાઉપર જૂની ધાબળીના કટકાઉપર બેસારી રાખતો, ને તેમને પૂરુ ખાવાપીવાનુ પણ આપતો

નહિ. એક વેલા તેના ઘરમાથી બે જૂની ધાબળીઓ ખોવાઇ તેની તેણે શોધ કરવા માડી શોધ કરતા તેના આઠ વર્ષની વયના છોકરાને તે ધાબળીઓસબધિ પૂછ્યુ તેના ઉત્તરમા તેણે જણાવ્યુ કેઃ—" તે ધાબળીઓ તો મે સતાડી રાખી છે, કેમકે તમે જ્યારે ઘરડા થશો, ને મારા દાદાદાદીની પેઠે તમારે આપણા ઘરને ઓટલે બેસવુ પડશે ત્યારે તે ધાબળીઓ તમારે બેસવાના કામમા આવશે, ને મારે બીજી ધાબળીઓ વેચાતી લેવી નહિ પડે!" આવી રીત પોતાના માબાપ-પ્રતિ જેઓ અનુચિત વર્તન કરે છે તેમના પ્રતિ તેમના છોકરા પણ અનુચિત વર્તન કરે છે. હે દ્વિજશ્રેષ્ઠો! તમારામાના જેઓ દેવો, ઋષિઓ ને પિતૃઓને ઉદ્દેશી તર્પણ ન કરતા હોય તેઓ શાસ્ત્રાજ્ઞાનો અનુકૂલ યુક્તિઓથી વિચાર કરી તે તર્પણ કરો આળસ અને અશ્રદ્ધાને વશ થઇ અવશ્ય કરવાયોગ્ય કર્મનુ વિસ્મરણ ન કરો. તમે જ્યારથી દેવોભણીની તમારા ચિત્તની સાત્ત્વિક શ્રદ્ધાનો ત્યાગ કર્યો છે ત્યારથી તમારી શરીરસપત્તિ ને ધનસપત્તિ સારી રહી નથી ઋષિઓમા અશ્રદ્ધા કરી તેમનુ તર્પણ કરવાનુ જ્યારથી તમે ત્યજ્યુ છે ત્યારથી તમારામા જ્ઞાનને સ્થાને અજ્ઞાનનુ પ્રાબલ્ય થયુ છે, અને પિતૃઓનુ તર્પણ જ્યારથી તમે ત્યજ્યુ છે ત્યારથી તમારી દુષ્ટ સ્વાર્થવૃત્તિ પ્રબલ થઇ કુસપ, લોભ ને દ્વેષાદિએ તમારા ચિત્તા-દિમાં પ્રવેશ કર્યો છે, ને તમારા પુત્રાદિથી તમે અપમાન પામવા લાગ્યા છો. હવે બહુ થયુ એમ સમજી જાગ્રત્ થઇ આળસનો ઉદ્યોગવડે જય કરો, અને અશ્રદ્ધાનો શ્રદ્ધાવડે જય કરો મરી ગયેલા શુદ્ધભાવને સુવિચાર ને સુરાગવડે પાછો જીવતો કરો, અને જવ, તલ ને જલની પ્રાપ્તિ બહુ શ્રમસાધ્ય નથી પુસ્તકો પણ વિનામૂલ્યે મળે છે, એટલે તેમાં પણ દ્રવ્ય વાપરવાનુ નથી. નાની નાની

ક્રિયાઓનો મોટી વાતોની સાથે પરિણામે સમ્બધ હોય છે એમ સમજી ધર્મની નાની ક્રિયાની પણ ઉન્મત્ત થઇ અવગણના ન કરો જીવતા માતપિતાસાથે વિવેક નયથી વર્તી તેમની સેવા કરો જે ઘરમા માતપિતા દેવની પેઠે પૂજાય છે ત્યા આરોગ્યનો, લક્ષ્મીનો ને ઉત્તમ બુદ્ધિનો વાસ થાય છે તેનુ વિસ્મરણ ન કરો કેવલ સ્વશરીરનુ ને સ્રીબાળકનુંજ તર્પણ ન કરો પણ જેમનુ તર્પણ કરવાયોગ્ય છે તેમનુ પણ અવશ્ય તર્પણ કરો

## દેવપૂજન અને તેના સંપ્રદાયભેદે પ્રકાર.

શ્રીમહેશ્વર, શ્રીવિષ્ણુ, ગણપતિ, સૂર્ય કે ભગવતી એમાના કોઈ એક દેવનુ તેમને સગુણબ્રહ્મ (માયાસહિત ચૈતન્ય) સમજી શાસ્રોક્ત-રીતે પૂજન કરવુ તે દેવપૂજન કહેવાય છે દેવપૂજન પણ પ્રત્યેક દ્વિજે નિત્ય કરવુ જોઇએ તે દેવપૂજન સવાર, બપોર ને સાજ એમ ત્રણ વાર, અથવા સવારસાજ એમ બેવાર, વા માત્ર સવારે એકવાર કરવુ જેનાથી ષોડશોપચારથી પૂજન થઇ શકે એમ હોય તેણે ષોડશોપચારથી પોતાના ઇષ્ટદેવનુ પૂજન કરવુ, જેનાથી ષોડશોપ-ચારવડે પૂજન થઇ શકે એમ ન હોય તેણે ચદન, પુષ્પ, ધૂપ, દીપ ને નૈવેદ્ય એ પાચ ઉપચારથી કિવા અભિષેક, નૈવેદ્ય ને નમસ્કાર એ ત્રણ ઉપચારથી મૂલમત્રવડે પૂજન કરવુ, અને અતિ અશક્તે તો માત્ર ભાવયુક્ત પુષ્પાજલિરૂપ એક ઉપચારથી પૂજન કરવુ મધ્યાહ્નકાલે ને સાયકાલે જેનાથી વિસ્તારવડે વિધિપૂર્વક પૂજન ન થઈ શકે એમ હોય તેણે પ્રાતઃકાલમા વિસ્તારથી વિધિપૂર્વક પૂજન કરી મધ્યાહ્ને તથા સાજે પુષ્પાજલિ અર્પણ કરીને પૂજન કરવુ મનને અત્યત પ્રસન્ન રાખી, અને નેત્રને હર્ષાશ્રુયુક્ત તથા શરીરને પ્રેમવડે રોમાચિત કરી, દ્વિજે પોતાના ઇષ્ટદેવનુ પૂજન

કરવુ જોઇએ ભાવરહિત મનથી તથા નેત્રને ચપલ રાખીને પૂજન કરવુ તે બહુલાભકર નથી

જેને માહેશ્વરી (શૈવી) દીક્ષા હોય, ને શ્રીમહેશ્વરમા સ્વાભાવિક પ્રેમ હોય તેણે શ્રીમહેશ્વરનુ પૂજન કરવુ, જેને વૈષ્ણવી દીક્ષા હોય, ને શ્રીવિષ્ણુમા સ્વાભાવિક પ્રેમ હોય તેણે શ્રીવિષ્ણુનુ પૂજન કરવુ, જેને ગાણેશી દીક્ષા હોય, ને શ્રીગણેશમા સ્વાભાવિક પ્રેમ હોય તેણે શ્રીગણેશનુ પૂજન કરવુ, જેને સૌરી દીક્ષા હોય, ને શ્રીસૂર્યમા સ્વાભાવિક પ્રેમ હોય તેણે શ્રીસૂર્યનુ પૂજન કરવુ, અને જેને ભાગવતી દીક્ષા હોય, ને શ્રીભગવતીમાં સ્વાભાવિક પ્રેમ હોય તેણે શ્રીભગવતીનુ દાક્ષિણામ્નાયથી પૂજન કરવુ જેમને પચાયતનનુ પૂજન કરવામા અભિરુચિ હોય તમણે શિવપચાયતન, વિષ્ણુપચાયતન, ગણેશપચાયતન, સૂર્યપચાયતન કે દેવીપચાયતનમાના કોઈ એક ઇષ્ટ પચાયતનનુ ભાવસહિત પૂજન કરવુ વિષ્ણુમાથી પણ રામ, કૃષ્ણ, નારાયણ કે નૃસિંહ આદિ જે સ્વરૂપનુ પૂજન કરવાનુ પોતાને રુચતુ હોય તે સ્વરૂપનુ પૂજન કરવુ જેને શૈવમત યોગ્ય લાગતો હોય તેણે અન્ય દેવોના ઉપાસકોની નિંદા નહિ કરતા શૈવમતનુ પારપાલન કરી શ્રીશિવનુ વિધિવત્ પૂજન કરવુ, જેને રામાનુજાચાર્યનો મત યોગ્ય લાગતો હોય તેણે અન્ય દેવોના ઉપાસકોની નિંદા નહિ કરતા રામાનુજાચાર્યના મતનુ પરિપાલન કરી શ્રીનારાયણનુ વિધિવત્ પૂજન કરવુ, જેને વલ્લભાચાર્યનો મત યોગ્ય લાગતો હોય તેણે અન્ય દેવોના ઉપાસકોની નિંદા નહિ કરતા વલ્લભાચાર્યના મતનુ પરિપાલન કરી શ્રીકૃષ્ણનુ વિધિવત્ પૂજન કરવુ, જેને સ્વામિનારાયણનો મત યોગ્ય લાગતો હોય તેણે અન્ય દેવોના ઉપાસકોની નિંદા નહિ કરતા સ્વામિનારાયણના મતનુ પરિપાલન કરી શ્રીકૃષ્ણનુ કે શ્રીસહજાનદસ્વામીનુ

વિધિવત્ પૂજન કરવુ, જેને ગાણુપત્યમત યોગ્ય લાગતો હોય તેણે અન્ય દેવોના ઉપાસકોની નિંદા નહિ કરતા ગાણુપત્યમતનુ પરિપાલન કરી શ્રીગણપતિનુ વિધિવત્ પૂજન કરવુ, જેને સૌરમત યોગ્ય લાગતો હોય તેણે અન્ય દેવોના ઉપાસકોની નિંદા નહિ કરતા સૌરમતનુ પરિપાલન કરી શ્રીસૂર્યનુ વિધિવત્ પૂજન કરવુ, અને જેને ભગવતીનો મત યોગ્ય લાગતો હોય તેણે અન્ય દેવના ઉપાસકોની નિંદા નહિ કરતા ભગવતીના મતનું પરિપાલન કરી શ્રીભગવતીનુ નિંદ્ય ઉત્તરામ્નાયનો (વામમતનો) ત્યાગ કરી, દક્ષિણામ્નાયને અનુસરી વિધિવત્ પૂજન કરવુ જેને જે મત યોગ્ય લાગતો હોય તે તેણે શ્રદ્ધાપૂર્વક પાળવો, ને જેને જે દેવમા શ્રદ્ધા હોય તેણે તે દેવનુ પૂજન કરવુ, પણ માત્ર નામ ને આકારાદિના ભેદથી વ્યામોહ પામી પરસ્પર નિરર્થક ક્લેશ કરવો નહિ

## અન્ય સંપ્રદાયવાળાનો કે પરધર્મીનો દ્વેષ નહિ કરવાવિષે સકારણ બોધ તથા બાહ્યપૂજનનુ ફલ.

ઈશ્વર બહુનામી હોવાથી તેમના અસખ્ય નામો છે, ને બહુ-રૂપી હોવાથી તેમના અનેક રૂપો છે એમ સમજી જેઓ જે નામથી ન જે રૂપથી પ્રભુને શ્રદ્ધાથી ને સદાચરણથી ભજે છે તે યોગ્ય કરે છે, ને તેમનુ તેમ કરવાથી શ્રેય થશે એમ સમજી પોતાને રુચે તે પ્રમાણે પોતે આચરવુ, પણ નિરર્થક બીજાની પચાતમા પડી પોતે ક્લેશાનુભવ કરવો નહિ, ને અન્યને ક્લેશાનુભવ કરાવવો નહિ શિવના ઉપાસકોએ વિષ્ણુનુ નામ સાભળીને અને વિષ્ણુના ઉપાસકોએ શિવનુ નામ સાભળીને પોતાના મનની વૃત્તિને પરિતાપયુકત કરવી યોગ્ય નથી વિષ્ણુ એ વ્યાપક પરમાત્માનુ નામ છે, ને શિવ પણ કલ્યાણસ્વરૂપ પરમાત્માનુજ નામ છે એમ સમજી જેને જે નામ

રુચિકર લાગે તે નામે તે પરમાત્માને ભજે તેમા બીજાએ શામાટે પરિતાપયુક્ત થવુ જોઇએ? જેમ વૃષ્ટિનુ જલ પાંસરુ કે વાકુચુકુ વહન કરતુ છતુ સમુદ્રમા જાય છે તેમ જેઓ શુદ્ધભાવથી પરમાત્માનુ માહાત્મ્ય સમજી જે નામથી વા જે રૂપથી પરમાત્માનુ ભજન પૂજન કરે છે તે સર્વ સમજપૂર્વક કે સમજવિના પણ પરમાત્મનુજ ભજનપૂજન કરે છે, ને તમને તેમના પ્રયત્નાનુસાર ફલ મળે છે પરમાત્માના અનેક નામો હોવાથી ઉપાસકોએ તેમના નામમાટે શાસ્ત્રનો અભિપ્રાય સમજ્યા વિના નકામો વિવાદ કરવો નહિ એ અર્થ શ્રીમહાભારતઉપરની ચાતુર્ધરીટીકામા આદિપર્વના પહેલા અધ્યાયમા પાડત નીલકંઠે સ્યાલસારમેયનુ ઉદાહરણ આપીને નીચે પ્રમાણે સમજાવ્યો છે –

કોઇ મનુષ્યના સાળાનુ નામ ઉત્ફાલક હતુ, અને તેના (તે સાળાના) શત્રુનુ નામ ધાવક હતુ વળી તે પુરુષના પાળેલા કૂતરાનુ નામ પણ ધાવક હતુ, અને તેના પાડોશીના પાળેલા કૂતરાનુ નામ ઉત્ફાલક હતુ તે પુરુષની સ્ત્રી પરણીને પ્રથમ પોતાને ઘેર આવી હવે અહિ તે બને કૂતરાઓ પરસ્પર નિત્ય લડતા હતા તેથી તેનો પતિ પાડોશીના પાળેલા કૂતરા ઉત્ફાલકને ઘણી ગાળો દેતો હતો, અને પોતાના પાળેલા કૂતરા ધાવકના બહુ વખાણ કરતો હતો આ સાભળી તે સ્ત્રીને આવી ભ્રાન્તિ થઇ જે મારો પતિ મારા ભાઇને ગાળો દે છે, અને તેના શત્રુના વખાણ કરે છે પછી તે મનમા રોષ લાવી પોતાના પતિની સાથે ક્લેશ કરવા લાગી જેમ પતિનો અભિપ્રાય જાણ્યા વિના તે સ્ત્રીએ ક્લેશ કર્યો તેમ પુરાણોમા ભિન્ન ભિન્ન નામથી એકજ પરમાત્માનુ વ્યાસભગવાને વર્ણન કર્યુ છે તે વ્યાસભગવાનનો અભિપ્રાય સમજ્યા વિના મંદબુદ્ધિવાળા વૈષ્ણવાદિ શિવાદિનુ નામ સાભળીને ને મંદબુદ્ધિવાળા શૈવાદિ વિષ્ણુ આદિનુ નામ સાભળીને પરસ્પર નિરર્થક ક્લેશ કરે છે

અમુકરીતે પરમાત્માની ઉપાસના કરનાર પોતાના મતનેજ વાસ્તવિક માની પોતાનાથી વિપરીતરીતે પરમાત્માને માનનારનો દ્વેષ કરે છે આ પણ અનુચિત છે જેનો નિર્ણય માત્ર સ્વાનુભવથી-જ થઇ શકે એવો છે, ને જેનો અનુભવ મેળવવામા ચિત્તના બહુ ઉત્કૃષ્ટ અધિકારની અગત્ય છે તેવા ગહન વિષયમા લેશ પણ અધિકાર સપાદન કર્યાં વિના પરસ્પર કલેશ કરવો એ મૂર્ખાઇભરેલું કૃત્ય છે સગુણસાકારનો કે નિર્ગુણનિરાકારનો સાક્ષાત્કાર કર્યા વિના જેઓ તેસબધિ પરસ્પર વૃથા ક્લેશ કરે છે તેઓ ભેંસ વેચાતી લીધાપહેલા છાશ આપવાના સબધમા વૃથા ક્લેશ કરનારા મૂર્ખ ધણીધણીઆણી-જેવા છે એમ કહ્યા વિના રહેવાતુ નથી શાસ્ત્રમા સગુણસાકાર પરમાત્મા છે એવા વચનો પણ છે, ને નિર્ગુણનિરાકાર પરમાત્મા છે એવા વચનો પણ છે, ને તેનો વાસ્તવિક નિર્ણય જ્યારે ચિત્તને શુદ્ધ ને સ્થિર કરી તેમનો સાક્ષાત્કાર કરવામા આવે ત્યારેજ થઇ શકે એમ છે માટે વર્તમાનમા તેવિષે કલેશ નહિ કરતા તમને જેવા પરમાત્મા સમજાતા હોય તેવી રીત તમે તેમને ભજો, અને અન્યને તે બીજી રીતના સમજાતા હોય તો તે ભલે તેવી રીતે તેમને ભજે, તમા વિનાપ્રયોજને તમારે વચ્ચે પડી પેટ ચોળીને પીડા ઉપજાવવાની કાઇ પણ અગત્ય નથી

પરમાત્માનુ બાહ્યપૂજન એ તેમના આતરપૂજનનો વા માનસ-પૂજનનો અધિકાર સપાદન કરવામાટે છે પરમાત્માની પ્રતિમાનુ કે પ્રતીકનુ વિધિવત્ બાહ્યપૂજન કરવાથી ઉપાસકના ચિત્તમા રહેલા લોભ, અવિનય, આળસ, પ્રમાદ ને ચાચલ્યાદિ દોષો દૂર થાય છે આ દોષો પોતાના ચિત્તમાથી ક્રમાત્ દૂર થાય છે કે નહિ તે પ્રત્યેક ઉપાસકે નિત્ય જોતા રહેવુ જોઇએ. જો તે દોષો દૂર ન થતા હોય

ને પૂર્વના જેવાજ તે બલવાન્ રહેતા હોય તો પુજનમા કાઇ ભૂલ છે એમ સમજી કોઇ યોગ્ય પુરુષપાસેથી પૂજનપદ્ધતિ સમજી પોતાના ઇષ્ટદેવનુ પૂજન કરવુ જોઇએ જ્યારે માનસપૂજનનો અધિકાર પુરુષને પ્રાપ્ત થાય છે ત્યારે તેને બાહ્યપૂજન કર્તવ્યરૂપે રહેતુ નથી

હે દ્વિજો ! તમને ગમે તે શુદ્ધસાત્ત્વિક સમ્પ્રદાય તમે પાળો, અને તમને તમારા કર્માનુસાર જે શુદ્ધસાત્ત્વિક દેવ રુચે તેનુ તમે શુદ્ધભાવે પૂજન કરો, પણ પરસ્પર સમ્પ્રદાયનિમિત્તે નકામો ક્લેશ ન કરો. વળી તમે સમ્પ્રદાયનો ક્લેશ પોતાની જ્ઞાતિમા લાવી પરસ્પર દ્રોહ ન કરો તમારા ગુરુને અને તમને જે શાસ્ત્ર પ્રિય હોય તે શાસ્ત્ર જેવી રીતે જે નામવાળા ને જે આકારવાળા પ્રભુનુ પૂજન કરવાનુ કહે તેવી રીતે તે નામવાળા ને તે આકારવાળા પ્રભુનુ તેમનુ વાસ્તવિક સ્વરૂપ સમજવા તથા તેમની અમોઘ કૃપા સપાદન કરવા તમે પૂજન કરો, પણ સામાના અત કરણમા અન્તર્યામિરૂપે રહેલા પરમાત્મા દુભાય એવી રીતે અન્ય નામવાળા ને અન્ય આકારવાળા પ્રભુનુ પૂજન કરનારાની સાથે તમે ન વર્તો

રુદ્રાક્ષની માલા ને વિભૂતિ ધારણ કરેલા કોઇ શૈવ દ્વિજને જોઇ કોઇ વૈષ્ણવ દ્વિજે પોતાના ચિત્તમા ક્રોધરૂપ ચાડાલનો આવિર્ભાવ કરી ને શૈવ દ્વિજને ચાડાલતુલ્ય સમજવો નહિ જોઇએ, તેમજ તુલસીની માલા તથા કકુ આદિનુ ઊર્ધ્વપુડ્ર ધારણ કરેલા કોઈ વૈષ્ણવ દ્વિજને જોઇ કોઇ શૈવ દ્વિજે પોતાના ચિત્તમા ક્રોધરૂપ ચાડાલનો આવિર્ભાવ કરી તે વૈષ્ણવ દ્વિજને ચાડાલતુલ્ય સમજવો નહિ જોઇએ " ईश्वर सर्वभूताना हृद्देशेऽर्जुन तिष्ठति ॥ " ( હે અર્જુન ! પરમાત્મા સર્વ પ્રાણીઓના હૃદયદેશમા રહે છે) એ ભગવદ્વાક્યનુ સ્મરણ કરી સર્વ પ્રાણીઓમા પરમાત્મા રહ્યા છે એમ સમજી સર્વના

ઉપર નિર્મલ પ્રેમ રાખવારૂપ પરમાત્માનુ પૂજન કરો, પણ કોઇ પ્રાણીનો દ્રોહ કરી પરમાત્માનુ અપમાન કરતા છતા બાહ્યદંભરૂપ પરમાત્માનુ પૂજન ન કરો ભગવાન્ વસિષ્ઠ કહે છે તે પ્રમાણે અન્યને સતોષ થાય એવુ શુભ વર્તન રાખવારૂપ પ્રભુપૂજન કરી સુખી થાઓ –

**" येन केन ह्युपायेन, यस्य कस्यापि देहिनम् ।**
**संतोषं जनयेद्राम, ह्येतदीश्वरपूजनम् ॥ १ ॥ "**

**ભાવાર્થ** —હે રામચદ્રજી ! કોઇ પણ શુભ ઉપાયવડે કોઇ પણ પ્રાણીને સતોષ ઉપજાવવો આજ ઇશ્વરપૂજન છે

## પંચમહાયજ્ઞ ( વૈશ્વદેવ ) અને તે કરવાનો હેતુ.

સર્વ દેવોના સત્કારમાટે ને પોતાના ઘરમા રહેલા પાચ પાપ-સ્થાનોમા થયેલા હિંસાદોષની નિવૃત્તિમાટે જે શાસ્ત્રવિહિત કર્મ કરવામા આવે છે તે વૈશ્વદેવ કહેવાય છે વૈશ્વદેવનુ અન્ય નામ પચમહાયજ્ઞ પણ છે ગૃહસ્થના ઘરમા ખાડણીઓ ખાડણી ને સાબેલુ આદિ ખાડવાના સાધનો, ઘટી છીપર ને ઉપરવટણા આદિ દળવાના તથા વાટવાના સાધનો, ચૂલા ને સગડી આદિ રસોઇ આદિ કરવાના સાધનો, ગોળા આદિ જલ રાખવાના સાધનો ને વાસીદુ કાઢવાના તથા લિંપવાના સાધનો એ પાચ હિંસાના સ્થાનો હોય છે એ સ્થાનોમા નિત્યપ્રતિ જાણેઅજાણે ઝીણા જતુઓની હિંસા થવાનો સભવ છે તે હિંસાથી થતા પાપની નિવૃત્તિમાટે ગૃહસ્થે નિત્ય પાચ મહાયજ્ઞ કરવા જોઇએ દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, પિતૃયજ્ઞ, બ્રહ્મયજ્ઞ ને મનુષ્યયજ્ઞ એ પાચ મહાયજ્ઞના નામો છે અગ્નિ આદિ દેવોને નિમિત્તે અગ્નિમા હવિષ્ના બલિ હોમવા તે દેવયજ્ઞ, આસપાસના સામાન્ય દેવોને ઉદ્દેશે બલિ મૂકવા તે ભૂતયજ્ઞ, પિતૃઓને ઉદ્દેશે બલિ મૂકવો તે

પિતૃયજ્ઞ, વેદાદિનુ અધ્યયન કરવુકરાવવુ તે બ્રહ્મયજ્ઞ અને કોઇ સુપાત્ર યાચકને વા અતિથિને અન્ન આપવુ તે મનુષ્યયજ્ઞ કહેવાય છે

જેમ દ્વિજોને નિત્ય સધ્યાવદન કરવાની અગત્ય છે તેમ તેમને નિત્ય પાચ મહાયજ્ઞ કરવાની પણ અગત્ય છે વૃષ્ટિ આદિદ્વારા દેવોનો મનુષ્યોઉપર ઉપકાર છે તે ઉપકારરૂપ ઋણમાથી મોકળા થવામાટે, પિતૃઓના ઉપકારરૂપ ઋણમાથી મોકળા થવામાટે, ઋષિઓના ઉપકારરૂપ ઋણમાથી મોકળા થવામાટે ને મનુષ્યોને સાહાય્ય કરવારૂપ કર્તવ્યપરિપાલનમાટે પણ દ્વિજે નિત્ય પાચ મહાયજ્ઞ કરવા જોઇએ એ પાચ મહાયજ્ઞના અનુષ્ઠાનથી દ્વિજના મનમા રહેલા લોભ, કૃતઘ્નતા, દ્વેષ ને ઇર્ષ્યાદિ દોષો દૂર થઇ તેના મનની શુદ્ધિ થાય છે જે માણસ રાધેલા અન્નમાથી દેવોને ભાગ આપતો નથી, અને માત્ર પોતાના ને પોતાના કુટુબના પ્રાણધારણમાટેજ અન્ન રધાવે છે, વા રાધે છે, ને ખાય છે તે પાપી શાસ્ત્રદૃષ્ટિએ પાપનુ ભક્ષણ કરે છે, તથા બ્રહ્મયજ્ઞ ન કરવાથી ધર્મશાસ્ત્રની આજ્ઞાનુ ઉલ્લઘન કરવાવડે તેને પ્રત્યવાય લાગે છે માટે સમજુ દ્વિજે આળસ, પ્રમાદ તથા અશ્રદ્ધાનો ત્યાગ કરી નિત્ય પાચ મહાયજ્ઞ કરવા જોઇએ પાચ મહાયજ્ઞ કરવામા ઘણા દ્રવ્યનો વ્યય થતા નથી, ન સમય પણ બહુ જતો નથી માટે તેના અનુષ્ઠાનવડે થતો લાભ મેળવવામા દ્વિજે શામાટે પ્રમાદી રહેવુ જોઇએ? હે દ્વિજો! તમારુ દ્વિજપણુ શુભ કર્મોના ત્યાગવડે ઝાખુ પડી ગયુ છે માટે જાગો, ને શુભ કર્મનુ અનુષ્ઠાન કરી તમારા દ્વિજપણાને પુન ઉજ્જવલ કરો

## ભોજન કેવી રીતે કરવું? તથા ત્યજવાયોગ્ય પદાર્થો અને વ્યસનોવિષે.

દ્વિજે પુણ્યની વૃદ્ધિમાટે વિધિવત્ ભોજન કરવુ જોઇએ. અપથ્ય આહારનો ત્યાગ કરી તેણે પથ્ય આહાર લેવો જોઇએ.

અત્યાહાર પણ શરીર તથા મનને હાનિ કરે છે માટે તે ન કરવો જોઇએ જલ અને પ્રાણવાયુમાટે ઉદરમા પૂરતો અવકાશ રાખી જમવુ જોઇએ જેઓ ભોજનના પદાર્થોના લોભથી કે દક્ષિણાના લોભથી પાચન થઇ શકે તેથી ઘણે વધારે આહાર ગ્રહણ કરે છે તેઓ મરણ પામે છે, વા મરણના જેવા દુ ખનો અનુભવ ભોજનપછી કરે છે અત્યાહાર મનુષ્યના શરીરબલને, ઇંદ્રિયોના બલને ને બુદ્ધિબલને ક્ષીણ કરે છે, તથા તેવા લોકો પ્રાયશ અન્ય લોકોના હાસ્યને વા તિરસ્કારને પાત્ર થાય છે માટે કોઈ પણ સમજુ દ્વિજે અત્યાહાર કરવો યોગ્ય નથી દ્વિજે ડુગળી, લસણ, ગાજર ને અતિમરચા કે બહુ તેલ પણ ભક્ષણ કરવા નહિ ડુગળી તથા લસણથી અત કરણના સાત્વિક બલની હાનિ થાય છે, ને તેમા તામસદ્રવ્ય વધે છે, અને ગાજર, અતિમરચા, ને અતિતેલનુ સેવન અત કરણમાં રાજસદ્રવ્યની વૃદ્ધિ કરી તેમા રહેલા સાત્વિક દ્રવ્યને બલહીન કરે છે માટે નિષિદ્ધપદાર્થો વિવેકી દ્વિજે ન ખાવા જોઇએ તમાકુ ચાવવી, તમાકુ દાતે દેવી, તમાકુ સુઘવી, બીડી પીવી કે ચલમ પીવી એ પણ દ્વિજને માટે યોગ્ય નથી દ્વિજોને વિદ્યાધ્યયનાદિ શુભ કર્મમા પ્રવર્ત થયેલા નહિ જોઇને અને તેમને તમાકુના ડુચા ચગળતા, તમાકુ સુઘતા, ચલમ પીતા કે બીડી પીતા જોઇને ક્યા વિવેકી મનુષ્યને ખેદ ન થાય? કેટલાક દ્વિજો ભાગ (લીલાગર) કે ગાજો પીએ છે તે પણ બહુ અનુચિત કરે છે અફીણનુ, ચાનુ, કાવાનુ કે કોકોનુ વ્યસન પણ આરોગ્યશાસ્ત્રની ને અર્થશાસ્ત્રની રીતે હાનિકર છે સુરા, મદ્ય ને માસનુ સેવન તો દ્વિજને માટે બહુજ ધિક્કારવાયોગ્ય હોય એ સ્પષ્ટજ છે

હે ચલમ કે બીડી પીનારા દ્વિજો! શુ તમે તમારુ દ્વિજપણું કેવલ ભૂલી ગયા છો કે મુખદ્વારા હૃદયમાં મલિન ધૂમાડો ભર્યો કરો

છે? શુ બીજી કોઇ સારી વસ્તુ તમારા હૃદયમા ભરવા તમને આ વિશ્વમા પ્રતીત થતી નથી કે આવી અધમ વસ્તુને તમે તમારા હૃદયરૂપ પવિત્ર પરમાત્માના નિવાસસ્થાનમા ભર્યા કરો છો? તમારા આ કુકર્મનો તમે કાંઇક વિચાર કરો, ને જે કાંઇ દ્વિજપણુ તમારામા શેષ રહ્યુ હોય તેની વૃદ્ધિ કરવામાટે તમે આવા દુર્વ્યસનોને ત્યજો હે દ્વિજજ્ઞાતિના આગેવાનો! તમે પણ તમારુ કર્તવ્ય બજાવો, ને જે જે ઉપરના દુર્વ્યસનવાળા તમારી જ્ઞાતિમા જણાય તેમને પક્ષપાત-રૂપ ભેદબુદ્ધિનો ત્યાગ કરી કાંઇક શાસનદ્વારા ઠેકાણે લાવવા પ્રયત્ન કરો, નહિ તો તમે પણ તમારુ કર્તવ્ય નહિ બજાવવાના દોષના જવાબદાર યમરાજાપાસે થશો

હે સુરા ને મદ્યનુ પાન કરીને અને માસનુ ભક્ષણ કરીને પોતાના પવિત્ર બ્રાહ્મણનામને કલંકિત કરનાર કુલાંગાર અધમ બ્રાહ્મણ! જો તુ જનોઇ પહેરતો હોય, ને પોતાને બ્રાહ્મણ કહેવરાવતો હોય, છતા ગુપ્ત-રીતે સુરાપાન, મદ્યપાન કે માસભક્ષણ કરતો હોય તો તને ધિક્કાર છે! શુ તુ એમ સમજે છે કે તારા નિંદ્ય કર્મને પરમાત્મા, દેવો ને મનુષ્યો જાણુતા નથી? પાપકર્મ કદીપણ છાનુ રહેતુ નથી, ન પાપ-કર્મ કરનારને સમય આવે તેની શિક્ષા થયા વિના પણ રહેતી નથી એ તારે વારે વારે સ્મરણમા રાખવુ જોઇએ જો તુ અતિશૂદ્ર કલાલને ત્યા કે પારસીની દુકાને જઇ દારુ પીતો હોય, ઘેર દારુ પીને પછી પોતાની જ્ઞાતિમા જમવા જતો હોય, કે પોતાની જ્ઞાતિમા જમવા જાય ત્યા પીવામાટે દારુ સાથે લઈ જતો હોય, ને તારી જ્ઞાતિના આગેવાનો આ વાત જાણુતા છતા પણ તને કોઇ પણ પ્રકારની યોગ્ય શિક્ષા ન કરતા હોય તો તારી, તારી જ્ઞાતિના આગેવાનોની ને તારી જ્ઞાતિની પણ ભવિષ્યમા અવદશા થવાનુ અનુમાન અસત્ય ગણુવાયોગ્ય નથી

શુ તને પીવાને પવિત્ર જલ, દૂધ કે પાનક (શરબત) નથી મળતું કે તું ધર્મભ્રષ્ટ થવા કાળજાને બાળી નાખી બુદ્ધિને ભ્રમ ઉપજાવે એવો દારુ પીએ છે? જે બનાવવામા ઘણી હિંસા થાય છે, જેના પાનથી મુખ ગધાય છે જે શરીર, ઇન્દ્રિયો ને મનને નિર્બલ બનાવે છે, જેના સેવનથી દ્રવ્યનો નિરર્થક વ્યય થાય છે, અને જેનું પ્રાયશ્ચિત્ત બ્રાહ્મણને માટે મૃત્યુવિના બીજુ શાસ્ત્ર કહેતુ નથી એવા પાપમય દારુનુ સેવન તુ કયા હિતકર પ્રયોજનને સિદ્ધ કરવા કરે છે? કુસગથી વ્યસન થઈ ગયુ છે તેથી તેનુ અત્યત અસાર-પણુ સમજાયા છતા તે મારાથી છૂટતુ નથી એમ જો તુ કહેતો હોય તો સાભળ—જેમ મરણુ તરણને શીખવે છે તેમ તુ પણુ જો સારા સગમા રહી તેનો પરિત્યાગ કરવા મહાગ્રહપૂર્વક પ્રયત્ન કરીશ તો તારુ આ વ્યસન સુખપૂર્વક છૂટી જશે ને તુ સુખી થઈશ આ કઠોર-જેવા પ્રતીત થતા વચનો માત્ર તારા હિતમાટે કહેવા પડ્યા છે માટે તું તારા મનમા લેશ પણુ માઠુ લગાડીશ નહિ કડવુ ઓસડ હિતેચ્છુ મનુષ્ય પાય છે એ વાતની શુ તને ખબર નથી? જો તને બ્રાહ્મણપણાનુ કાઈ પણુ અભિમાન રહ્યુ હોય તો હવે અવશ્ય તુ સુધરવામાટે સતત પ્રયત્ન કરજે

કોઈ પણુ પ્રકારનુ દુર્વ્યસન મનુષ્યની ઉત્તરોત્તર અધોગતિ કરનારુ હોવાથી કોઈ પણુ પ્રકારે તે ઇચ્છવાયોગ્ય નથી ભગવાન્ મનુ નીચેના શ્લોકથી વ્યસનને મૃત્યુથી પણુ વધારે દુ ખ આપનારુ ગણે છે —

"व्यसनस्य च मृत्योश्च, व्यसनं कष्टमुच्यते ।
व्यसन्यधोऽधो व्रजति, स्वर्यात्यव्यसनी मृतः ॥१॥"

**ભાવાર્થ** — વ્યસન અને મૃત્યુની તુલના કરીએ તો વ્યસન કષ્ટરૂપ ગણાય છે, કારણકે વ્યસની મરીને નીચે નીચે જાય છે, ને વ્યસનરહિત મરીને સ્વર્ગમા જાય છે

વ્યસનની પરવશતાવ્ડે થતા જવાથી સ્વધર્મનુ પરિપાલન કરી શકતો નથી, ને તેથી તેની અધોગતિ થાય છે ધર્મનુ પરિપાલન કરવુ એ મનુષ્યનુ મુખ્ય કર્તવ્ય છે. એ કર્તવ્યથી વ્યસન ભ્રષ્ટ કરે છે માટે પ્રત્યેક મનુષ્યે સર્વ દુર્વ્યસનોથી સત્યાગ્રહપૂર્વક દૂર રહેવુ ઉચિત છે પ્રત્યેક માણસે સ્વધર્મના પરિપાલનમા આગ્રહ રાખવો ઉચિત છે એમ ભગવાન્ મનુ નીચેના વચનોથી કહે છે —

"धर्म एव हतो हन्ति, धर्मो रक्षति रक्षितः।
तस्माद्धर्मो न हन्तव्यो, मा नो धर्मो हतोऽवधीत्॥ १॥
वृषो हि भगवान्धर्मस्तस्य यः कुरुते ह्यलम्।
वृषलं तं विदुर्देवास्तस्माद्धर्मं न लोपयेत्॥ २॥
एक एव सुहृद्धर्मो, निधनेऽप्यनुयाति यः।
शरीरेण समं नाशं, सर्वमन्यद्धि गच्छति॥ ३॥"

**ભાવાર્થ** —ધર્મનો ત્યાગ કરવાથી તે ધર્મ ત્યાગ કરનાર માણસનુ હનન કરે છે, અને ધર્મનુ રક્ષણ કરવાથી તે ધર્મ રક્ષણ કરનાર માણસનુ રક્ષણ કરે છે તેથી ધર્મનો ત્યાગ ન કરવો ત્યજી દીધેલો ધર્મ આપણુ હનન કરે એમ ભય રાખી મનુષ્યે સર્વદા ધર્મ પાળવો ૧ ભગવાન્ ધર્મ વૃષ કહેવાય છે, તેને જે અલ એટલે સમાપ્ત કરે છે, અર્થાત્ ત્યજે છે તેને દેવો વૃષલ (શૂદ્ર) જાણે છે, તેથી દ્વિજે ધર્મનો લોપ ન કરવો ૨ જગત્મા ધર્મ એ એકજ સુહૃદ્ છે કે જે માણસના મરણપછી પણ તેની પછવાડે જાય છે, અને અન્ય સર્વ તો શરીરની સાથે નાશ પામે છે ૩

## વસ્ત્રોની પવિત્રતા તથા પહેરવેશવિષે.

ટાઢતડકાથી શરીરનુ રક્ષણ કરવામાટે તથા લોકલજ્જાનિવારણ માટે મનુષ્યોએ વસ્ત્રો પહેરવાના છે સૂતરાઉ, ઊનના કે રેશમના વસ્ત્રોમાથી કોઇ પણ વસ્ત્રો પોતાની સ્થિતિને અનુકૂલ હોય તે મનુષ્યે ધારણ કરવા કોઇ પણ મનુષ્યે પોતાની સ્થિતિને નહિ છાજતા વસ્ત્રો ધારણ કરવા એ યોગ્ય નથી પુરુષોએ અને સ્ત્રીઓએ પોત પોતાના પહેરવાના વસ્ત્રો બહુ સ્વચ્છ રાખવા જોઇએ ફાટેલા કે મલિન વસ્ત્રો પહેરવા એ મનેને દૂષણરૂપ છે જે મનુષ્ય નિર્ધન હોય તેનાથી પણ ફાટેલા કપડાને સાધીને પહેરવાનુ તથા મલિન વસ્ત્રોને ધોઇને પહેરવાનુ બની શકે એમ છે માટે કોઇ પણ માણસે એવી અગત્યની વાતમા આળસ રાખી આળસુમા ગણાવુ એ યોગ્ય નથી વળી પ્રત્યેક મનુષ્યે દેશ, કાલ ને પોતાની જાતિના શિષ્ટ લોકોનો પહેરવેશ જોઇ તદનુસાર પોતાનો પહેરવેશ રાખવો જોઇએ, પણ લોકોનુ તુરત ધ્યાન ખેંચનારો, આછકલો વા પોતાના વય ને સ્થિતિથી વિપરીત વા અમર્યાદા જણાવનારો પહેરવેશ ન રાખવો જોઇએ જે વસ્ત્રો પ્રસ્વેદથી ગધાતા હોય, જે વસ્ત્રો ઘણા મલિન હોય, જેની અદર જૂઓ પડી હોય, ના જે મુગટા કે પીતાબરીમાં દાગ કે કઢીના ડાઘ પડ્યા હોય એવા વસ્ત્રો ધારણ કરવાથી આરોગ્યનુ રક્ષણ ને વિવેકનુ પાલન થયુ શી રીતે ગણાય? જે માણસ પોતાના વસ્ત્રો સ્વચ્છ રાખવાની સાવધાનતા ન સેવે તે માણસ પોતાના શરીરને સ્વચ્છ રાખવાની સાવધાનતા કેવી રીતે સેવી શકે? ને જે પોતાના શરીરને સ્વચ્છ ન રાખતા હોય તે પોતાના મનને પવિત્ર રાખવા પણ કેવી રીતે પ્રયત્ન કરી શકે? અને જે પોતાના મનને પવિત્ર ન રાખે તે પોતાના મનુષ્યજન્મને શી રીતે સફલ કરી

શકે? બ્રાહ્મણો એ ભૂદેવો–પૃથ્વીપરના દેવો–તથા ત્રણ વર્ણના ગુરુઓ ગણાય છે માટે તેમણે તો અવશ્ય પોતાના શરીરપરના વસ્ત્રો બહુ પવિત્ર રાખવા જોઇએ પુરુષોએ પાઘડી, અંગરખુ, બંડી, ઉપ-વસ્ત્ર ને ધોતીઉં આદિ વસ્ત્રો, તથા સ્ત્રીઓએ પોતાના સર્વ વસ્ત્રો સ્વચ્છ રાખવા, કે જેથી પોતાનુ શરીર નીરોગ રહે, ને મન પ્રસન્ન રહે, તથા જેના પ્રસગમા આવવાનુ થાય તેને કંટાળો ન ઉપજે પોતાની સ્થિતિ જો નિર્ધન હોય તો ઉપર કહ્યા પ્રમાણે સાધેલા વા અલ્પ મૂલ્યવાળા વસ્ત્રો પહેરવા, પણ તે સ્વચ્છ તો અવશ્ય રાખવા સમજુ મનુષ્યે પોતાના નિકટના સબધિજનોને પણ પોતાના સર્વ વસ્ત્રો સ્વચ્છ રાખવાનો બોધ આપવો જોઇએ

## ઘરની, તેમાંના પદાર્થોની તથા કુટુંબી જનોના શરીરાદિની સ્વચ્છતાવિષે.

પ્રત્યેક મનુષ્યે પોતાનુ ઘર તથા, પોતાના ઘરમાના વાસણો, ગાદલા, ગોદડા, ઓસીકા, ખાટલા, પલગો, પટારા, પેટીઓ, કબાટો, ને બીજા પદાર્થો પણ બનતે પ્રયત્ને સ્વચ્છ રાખવા કુતરા પણ પોતાને બેસવાની જગા સ્વચ્છ કરીને બેસે છે એ જોઇ પ્રત્યેક માણસે પોતાનુ નિવાસસ્થાન સ્વચ્છ રાખવુ જોઇએ ઘરનુ ભોયતળીઉં, ભીંતો ને ઉપરનો ભાગ સ્વચ્છ રાખવો જોઇએ, અને તમા કચરો ભેળો ન થાય, કરોળીઆ જાળા ન બાધે, ભમરીઓ દર ન કરે, ને બીજા ક્ષુદ્ર જીવો ન ભરાઈ રહે એમ સાવધાનતા રાખવી જોઇએ જે ઘરમાં કચરો પડયો રહેતો હોય, ભીંતોમા ફાટો કે નાના નાના કાણા પડ્યાં હોય, ગાર કે ચૂનો ઊખડી ગયો હોય, ભીંતોઉપર દીવાની મસના કે એવાજ બીજા ડાઘ પડ્યા હોય, છાપરામા કે અગાશીની નીચેના ભાગમા કરોળીઆના જાળા, કરોળીઆના પડો કે ભમરીના દરો હોય, ને જેમા નાનામોટા મલિન પદાર્થોના સદ્ભાવથી દુર્ગંધ પ્રતીત થતો

હોય એવા         કયા પવિત્ર માણસને મન થાય? ને એવા ઘરમા રહેનાર માણસને વસ્તવિક માણસ પણ કેમ કહી શકાય?

પ્રત્યેક ગૃહસ્થે પોતે સ્વચ્છ રહી પોતાની સ્ત્રી, પુત્ર ને પુત્રી આદિને પોતાના શરીર તથા વસ્ત્રાદિને સ્વચ્છ રાખવાનો તથા પોતપોતાના અન્યપદાર્થોને પણ સ્વચ્છ રાખવાનો વારવાર ઉપદેશ આપવો જોઇએ વળી તેઓ વિવેકી થાય, સ્વધર્મનુ પરિપાલન કરવામા ઉત્સાહી રહે, ને પોતપોતાનુ કર્તવ્ય દઢતા તથા સાવધાનતાથી કરે એમ પણ તેમને વારવાર સમજાવવુ જોઇએ

### કન્યાવિક્રય તથા વરવિક્રય ન કરવાવિષે.

દ્વિજે કન્યાનો વિક્રય કરવો એ નિંદ્ય કર્મ છે શૂદ્રે પણ ધન લઇને કન્યા ન વેચવી એમ ભગવાન્ મનુ નીચેના શ્લોકથી કહે છે –

**"आददीत न शूद्रोऽपि, शुल्कं दुहितरं ददत्।**
**शुल्कं हि गृह्णन्कुरुते, छन्नं दुहितृविक्रयम् ॥१॥"**

**ભાવાર્થ:**—શૂદ્ર પણ દીકરી આપીને તેનુ મૂલ્ય ન ગ્રહણ કરે, કેમકે કન્યાનુ મૂલ્ય ગ્રહણ કરવાથી તે ગુપ્ત રીતે કન્યાનો વિક્રય કરે છે

જ્યારે શૂદ્રે પણ કન્યાનો વિક્રય ન કરવો જોઇએ ત્યારે દ્વિજે તો તે અવશ્ય નજ કરવો જોઇએ એમા શુ કહેવુ?

શ્રીબ્રહ્મવૈવર્તપુરાણમા કન્યાનો વિક્રય કરનારને થનારુ ફલ આ પ્રમાણે જણાવ્યુ છે—

**"यः कन्यापालनं कृत्वा, करोति विक्रयं यदि।**
**विपदा धनलोभेन, कुंभीपाकं स गच्छति ॥१॥**
**कन्यामूत्रं पुरीषं च, तत्र भक्षति पातकी।**
**कृमिभिर्दंशितः काकैर्यावदिन्द्राश्चतुर्दश ॥२॥**

**तदन्ते व्याधयोनौ च, लभेज्जन्म सु[illegible]**
**विक्रीणाति मांसभारं, वहत्येवं [illegible]नशम ॥ ३ ॥**

ભાવાર્થ—જે પુરુષ કન્યાનુ પાલન કરીને પછી વિપત્તિવડે વા ધનના લાભ કે જો તને વિક્રય કરે છે તો તે કુંભીપાકનામના નરકમા પડે છે ૧ ત્યા તે પાપી કન્યાના મૂ[illegible]નુ પાન ને તેના મલનુ ભક્ષણ કરે છે ત્યા તે ચૌદ ઇંદ્રોના જીવનપર્યંત કૃમિઓવડે ને કાગડાઓવડે દશ કગતો છતો રહે છે ૨ ત્યારપછી નિશ્ચય તે વ્યાધના જન્મને પામે છે, ત્યા તે ગતજિવમ માસ વેચે છે, ને માસનો ભાર વહે છે ૩

શ્રીયમ પણ કન્યાવિક્રયીનો નરકપાત નીચેના શ્લોકથી વર્ણવે છે—

**" कन्याविक्रयिणो मुर्खा, रहः किल्बिपकारिणः ।**
**पतन्ति नरके घोरे, दहन्त्यासप्तमं कुलम् ॥ १ ॥ "**

ભાવાર્થ—મૂર્ખ [illegible] એકાતમા પાપ કરનારા એવા જે કન્યાવિક્રયીઓ છે તે ઘોર નરકમા પડે છે, ને [illegible]ાતાના કુલના સાતમા પુરુષપર્યંતના પુરુષને બાળે છે

શ્રીપરાશર ધનાશાવડે વૃદ્ધ આદિ[illegible] કન્યા આપનારની ગતિ આ પ્રમાણે કહે છે—

**" कन्यां ददाति वृद्धाय, नीचाय धनलिप्सया ।**
**पुरुपाय कुशीलाय, स प्रेतो जायते नरः ॥ १ ॥ "**

ભાવાર્થ—જે માણસ ધનની લાલસાવડે વૃદ્ધને, નીચને કે દુરાચરણી પુરુષને પોતાની કન્યા આપે છે તે માણસ મરીને પ્રેતયોનિને પામે છે

દ્રવ્ય આપીને કન્યા લેવી તે નિષિદ્ધ છે એમ શ્રીકશ્યપ નીચેના વચનથી કહે છે —

"क्रयक्रीता तु या नारी, न सा पत्न्यभिधीयते ।
न सा दैवे न सा पित्र्ये, दासीं तां कवयो विदुः ॥ १ ॥"

**ભાવાર્થ**—કન્યાવિક્રય કરનારને દ્રવ્ય આપીને જે કન્યા વેચાતી લીધી તે પત્ની કહેવાતી નથી, તેને વિદ્વાનો દાસી જાણે છે, ને તે દેવસંબધિ કર્મમા તથા પિતૃસબધિ કર્મમાં ઉપયોગી થતી નથી

વર્તમાનમા જે બ્રાહ્મણો કન્યાવિક્રય કરતા હોય તે બ્રાહ્મણ-નામને યોગ્ય ગણાય નહિ દ્રવ્યલાલસાને વશ થઇ વૃદ્ધ કે દુરાચરણી પુરુષને કન્યા આપી તેનો આ લોક તથા પરલોક બગડે એવી સ્થિતિમાં તેને મૂકવી એ કેવુ નિંદ્ય ને નિર્દય કર્મ છે એ વિનાકહેજ સમજાય એવુ છે. અનીતિ કરનારને પોતાના પાપકર્મનું યમરાજાને ઉત્તર આપવુ ભારે થઇ પડે છે, તથા તેની ભયકર શિક્ષા પણ તેને ભોગવવી પડે છે. કન્યા વેચવી એટલે એક જીવતા માણસનું માંસ વેચવુ એવો તેનો અર્થ થાય છે કસાઇ મારેલા કે મુએલા જનાવરનું માંસ વેચે છે, પણ મારેલા કે મુએલા મનુષ્યનું માંસ વેચતા નથી, તો જીવતા મનુષ્યનું માંસ તો તેઓ ક્યાંથીજ વેચે? જે પોતાને બ્રાહ્મણ કહેવરાવી પોતાની દીકરીના માસને તેની જીવિત અવસ્થામાં વેચે તે બ્રાહ્મણને બ્રાહ્મણ ન કહેતા કસાઇથી પણ અધમ કહેવો જોઇએ એમ કહ્યા વિના ચાલતુ નથી. પેટ ન ભરાતું હોય તો તે ફોડી નાંખવું યોગ્ય છે, વા યોગ્ય ઉદ્યમપરાયણ થઇ તે ભરવું યોગ્યછે, પણ પોતાની દીકરી વેચી તેના પૈસાઉપર તાગડધિના કરવાની અધમ પ્રવૃત્તિ કદીપણ કોઇપણ બ્રાહ્મણે કરવી યોગ્ય ગણાતી નથી. વૃદ્ધ વા દુરાચારી પુરુષને આપેલી કન્યાની આંખમાંથી તેની દુ:ખી અવસ્થામાં જે આંસુઓ પડે છે તે વજ્રતુલ્ય છે,

ને તે તેનાં માબાપના પુણ્યનો નાશ કરી તેમને ભવિષ્યમાં પરમ દુઃખ આપનારાં છે. તે કન્યા જો સુશિક્ષિત ન હોય તો તે દુરાચરણમાં પણ પ્રવૃત્ત થાય છે, ને તેનું પાપ પણ તેના માબાપનેજ લાગે છે. હે કન્યાવિક્રય કરનાર અધમ બ્રાહ્મણ ! તું તારા પૂર્વજોની સ્થિતિનું તથા તેમના શુદ્ધ આચરણનું સ્મરણ કરી આવો નિંદ્ય વ્યવહાર છોડી દે તારી પાસે દ્રવ્ય ન હોય, ને કન્યા પરણાવવાનો પ્રસંગ પ્રાપ્ત થાય તો યોગ્ય વરને, એક જોડ વસ્ત્ર કન્યાને આપી, તેનું દાન કર, પણ વરની પાસેથી પૈસા લઈ સગાવહાલાંને તે પૈસાથી મોજશોખ ઊડાવવાના પ્રસંગમાં ન જોડ. તારું મન બહુજ નબળું હોય ને તું નિર્ધન હોય તો કન્યા પરણાવતાં જેટલો વ્યય થાય તેટલું દ્રવ્ય તું વરવાળાપાસેથી લે, પણ તેથી વિશેષ એક પાઈ પણ તેમની પાસેથી ન લે.

કન્યાવિક્રયની પેઠે વરવિક્રય પણ નિંદ્ય છે. વરવિક્રય કરનારા કુલવાન્ ગણાતા બ્રાહ્મણો વરવિક્રયથી મળતા ધનનો દુરુપયોગ કરે છે, ને દુરાચારી થાય છે કોઈ કુલવાન્ બ્રાહ્મણો ક્રમપૂર્વક ઘણી કન્યાઓ પરણે છે, ને તેમને દુઃખ આપી પોતાનો ને તે સ્ત્રીઓનો જન્મ બગાડે છે. વરવિક્રય કરનારાઓએ ધનના લોભને બાજુએ મૂકી, કન્યાની યોગ્યતા જોવાભણી તથા આપત્કાલવિના અન્ય કન્યા ન ગ્રહણ કરવાભણી સ્વપરના હિતમાટે અવશ્ય લક્ષ્ય આપવું જોઈએ.

**આરેમાટે પ્રસંગે ખોટી મોટાઈપાછળ વિશેષ ખર્ચ ન કરતાં તે પ્રસંગને લગતાં આવશ્યક વાસ્ત્રીય કર્તવ્યો કરવાવિષે.**

બ્રાહ્મણે પોતાની પુત્રીના વા પુત્રના લગ્નના પ્રસંગમાં રાજસી-વૃત્તિને વશ થઈ નિરર્થક ખર્ચ ન કરવું જોઈએ. લગ્નપ્રસંગે પોતાને ઘેર વેશ્યાઓનો નાચ કરાવવો એ બ્રાહ્મણોને માટે સર્વથા નિષિદ્ધ છે.

પોતાને ઘેર નાચ કરાવવાથીજ કાંઇ પોતાની મોટાઇ બીજાને દેખાડી શકાતી નથી. ખરેખરી રીતે તો કોઈ પણ બ્રાહ્મણે પોતાની મોટાઇ બીજાઓને દેખાડવા પ્રયત્ન કરવો એ શાસ્ત્રદૃષ્ટિએ અનુચિત છે, તોપણ જીવભાવની પ્રબલતાથી પોતાની મોટાઇ બીજાને દેખાડવાનું કોઇ ધનાઢ્ય બ્રાહ્મણને કદી મન થઇ આવે, ને પોતાનું શુભ કર્તવ્ય દૃઢતાપૂર્વક કર્યા કરવુ એજ વાસ્તવિક મોટાઇ છે, અયોગ્ય માર્ગે બીજાઓનાં મન રાજી કરી તેમની પાસેથી મોટાઇ મેળવવી તે ખરી મોટાઇ નથી એમ સમજાવ્યા છતાં તેનું મન ન માને, તો તેણે પોતાની જ્ઞાતિમાં જે દુર્બલ વિધવાઓ, અપગ માણસો કે નિર્ધન મનુષ્યો હોય તેમને યોગ્ય દ્રવ્ય દક્ષિણારૂપે આપવુ, અથવા પોતાની જ્ઞાતિમા સદ્ધર્મની, સદ્‌વિદ્યાની કે ઉપયોગી લૌકિક વિદ્યાની વૃદ્ધિ કરવા પ્રયત્ન કરનારી કોઇ સસ્થામાં સ્વશક્તિપ્રમાણે દ્રવ્ય અર્પણ કરવુ, કિવા તેવા પ્રસગમા યોગ્ય દ્રવ્યનો વ્યય કરી કોઇ સદ્ધર્મના જાણનાર સદાચરણી પુરુષપાસે સ્વધર્મના પરિપાલનમાં બ્રાહ્મણોને ઉત્સાહ પ્રકટે એવા વ્યાખ્યાનો અપાવવા. વરઘોડામા પણ અન્ય જનોને પોતાની મોટાઇ દેખાડવા અનુચિત ખર્ચ કરવુ બ્રાહ્મણ- માટે યોગ્ય નથી. તેવા પ્રસગમા બ્રાહ્મણભોજન પણ પોતાના સામર્થ્યનો પૂરો વિચાર કરીને કરવુ, ખોટી વાહ વાહ મેળવવા પોતાની શક્તિઉપરાત ખર્ચ કદીપણ કરવુ નહિ, ને ઋણ કરીને તો વિશેષ બ્રાહ્મણભોજન નજ કરાવવુ. એ પ્રસગમાં બીજો આડબર પણ બહુ ન કરવો. શાસ્ત્રમાં એ પ્રસંગમાં જે જે આવશ્યક કર્તવ્ય કહ્યુ છે તે યથાવિધિ કોઈ વિદ્વાન્ ને સદાચરણી શુક્લદ્વારા ધીરજ અને સમજથી કરાવવું, ને તેમાં જે યોગ્ય દ્રવ્ય ખર્ચવું પડે તે પ્રસન્નતાથી ખર્ચવું. પુત્રને જનોઇ દેવાના પ્રસંગમાં પણ ઉપર કહેલી રીતે વર્તવું જોઇએ. જનોઇ દીધા પછી પોતાનો પુત્ર સધ્યાવન્દનમાં નિત્ય પ્રીતિ

રાખે, ગાયત્રીમત્ર શુદ્ધ ઉચ્ચારથી અર્થસહિત જાણી લે, ને પોતાના વેદના એક ભાગનું અનુકૂલતાપ્રમાણે અધ્યયન કરે એવી વ્યવસ્થા માતપિતાદિ ગુરુજનોએ અવશ્ય રાખવી જોઇએ બ્રાહ્મણે પોતાના પુત્ર વા પુત્રીના નાની વયમા લગ્ન ન કરવા જોઇએ, ને કન્યાથી આઠ વા દશ વર્ષ મોટા યોગ્યવરને કન્યા આપવી જોઇએ, વરવધૂને તેમનાં માબાપે તેમના ગૃહસ્થતરીકેના જે જે કર્તવ્યો છે તે તે કર્તવ્યો લગ્નપહેલા યથાયોગ્ય રીતે સમજાવવા જોઇએ, ને લગ્નવેલા સપ્તપદીનો અર્થ બંને સાભળીને સમજી શકે એવી વ્યવસ્થા તેમણે કરવી જોઇએ.

પોતાના માતપિતાદિના મરણપછી શાસ્ત્રમા મરનારના જીવાત્માની સદ્ગતિ થવામાટે જે જે કર્મો કરવાના કહ્યા છે તે તે કર્મો શ્રદ્ધાથી પુત્રાદિએ યથાયોગ્ય કરવાં, પણ મરનારના અગીઆરમાને, બારમાને કે તેરમાને દિવસે પોતાની શક્તિનો વિચાર કર્યા વિના વિશેષ બ્રાહ્મણભોજન કરાવવુ નહિ કેટલાક બ્રાહ્મણો એવા પ્રસગમા પોતાનું ખેતર કે ઘર વેચીને બ્રાહ્મણભોજન કરાવે છે તે અત્યત અનુચિત છે. શ્રાદ્ધમા ભોજન કરાવવામાટે સુપાત્ર બ્રાહ્મણ જોઇએ, ને એવા સુપાત્ર બ્રાહ્મણો બહુ મળી શકવા અસંભવિત છે તેથી શ્રાદ્ધમાં બહુ બ્રાહ્મણો ન જમાડવા એમ ભગવાન્ મનુએ મનુસ્મૃતિમાં કહ્યું છે. વર્તમાનમાં ઉત્તરક્રિયાનિમિત્ત જે બ્રાહ્મણભોજન કરાવવામા આવે છે તેમાં શાસ્ત્રાજ્ઞાના કરતાં રૂઢિનું વધારે પાલન કરવામાં આવે છે તે દેશ, કાલ ને બ્રાહ્મણોની સ્થિતિ જાતા યોગ્ય પ્રતીત થતું નથી. આવા સમયમા ઉત્તરક્રિયાનિમિત્તે જેટલુ કરવાની શાસ્ત્રાજ્ઞા છે તેટલુંજ કરવુ પૂરતું છે. ઘણા બ્રાહ્મણોને તે નિમિત્તે ભોજન કરાવવાની રૂઢિ ત્યાગ કરવાયોગ્ય છે. કોઇ શ્રીમત બ્રાહ્મણને પોતાનાં માતપિતાદિની ઉત્તરક્રિયાના પ્રસંગમાં વધારે બ્રાહ્મણો જમાડવાની ઇચ્છા થાય તો

તેણે વિવેકપૂર્વક વધારે બ્રાહ્મણો જમાડવા, જ્ઞાતિમા પાત્રપુસ્તકાદિનું લાણું કરવુ, ને જ્ઞાતિનું વાસ્તવિક હિત થાય તેવા કોઈ ઉપયોગી કાર્યમાં યથાશક્તિ દ્રવ્ય અર્પણ કરવું, પણ નિર્ધને દેખાદેખી કરી ઋણ કરીને વધારે દ્રવ્ય ખર્ચવુ એ કોઇ પણ રીતે યોગ્ય નથી.

## ઉત્તરક્રિયાનું, સંવત્સરીનું ને શ્રાદ્ધનું તામસી ભોજન જમવાથી થતી હાનિ.

સમજુ બ્રાહ્મણો જિહ્વાની તૃષ્ણાને વશ થઈ ને ઉત્તરક્રિયાના પ્રસંગમાં ભોજન કરવા જતા નથી જ્યાં માત્ર સબધને લીધેજ ગયા વિના છૂટકો ન થાય ત્યાજ તેઓ ભોજન કરવા જાય છે ચાળીશ વર્ષની અદરના બ્રાહ્મણની ઉત્તરક્રિયા બહુજ સાત્ત્વિકભાવથી ગભીરપણે કરવી જોઇએ, ને તેમા બનતાસુધી ત્રીશ વર્ષની ઉપરના પુરુષે વા સ્ત્રીએ જમવા નજ જવુ જોઇએ જ્ઞાતિભોજનમા પવિત્રતા જળવાય તથા સૌ જમનારને બધા જમવાના પદાર્થો આવે તેમ જ્ઞાતિના મુખ્ય માણસોએ વ્યવસ્થા રાખવી જોઇએ. જ્યા બ્રાહ્મણોનો જથો વધારે હોય છે ત્યા સાભળવાપ્રમાણે ભોજનકાલે જોઇએ તેવી પવિત્રતા સચવાતી નથી, ને વગે વાવણા થાય છે, એ બ્રાહ્મણોને માટે યોગ્ય નજ ગણાય. અન્નથી મન પુષ્ટ થાય છે એ વાત વેદવચનથી ને યુક્તિથી સિદ્ધ છે માટે તામસી પરાન્ન ખાવામા પોતાના મનને શુદ્ધ કરવા ઇચ્છનાર કોઇ પણ બ્રાહ્મણે પ્રીતિ રાખવી ઉચિત નથી. વર્તમાનમાં ઘણા બ્રાહ્મણોની જે નહિ ઇચ્છવાયોગ્ય સ્થિતિ જણાય છે તે સ્થિતિ થવામા ઉત્તરક્રિયાનુ ( અગીઆરમા, બારમા ને તેરમાનું ) ભોજન, સવત્સરીનુ ભોજન ને શ્રાદ્ધનુ ભોજન જમવામાં તેમની પ્રીતિપૂર્વક પ્રવૃત્તિ પણ એક કારણ છે હે વિપ્રો! જુવાન માણસના મરણની પછવાડે જે મિષ્ટાન્ન બ્રાહ્મણોને જમાડવામા આવે

છે તે વિવેકીની દૃષ્ટિએ મિષ્ટાન્ન નથી, પણ રુધિર છે, ને તે અસાધારણ પ્રયોજનવિના જમવુ રાક્ષસોને ઉચિત છે, તમને ઉચિત નથી. જે ઉત્તરક્રિયા કરાવનાર કે જમવાયોગ્ય મનાતા સમ્બધિજનો હોય તેમણે નિરુપાયે ત્યા જમવુ જોઇએ, પરતુ તે પણ સ્વધર્મ પાળવામા પ્રીતિવાળા ને સ્વધર્મનું શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરનારા જોઇએ, નહિ તો તેમની પણ તેવા ભોજનો અધોગતિ કરાવે છે વૃદ્ધમનુષ્યની પછવાડે કરવામાં આવતા બ્રાહ્મણભોજનમા પણ જે બ્રાહ્મણપણાનુ મહત્ત્વ સમજતો હોય તેણે હોશે હોશે જમવા જવુ એ અત્યત નિંધ છે જે પોતાના બ્રાહ્મણપણાનુ મહત્ત્વ સમજતો નથી, ને શૂદ્રની પેઠે વર્તવામા પ્રીતિ રાખે છે તેને માટે અમારે કાઇ કહેવાનું નથી, કેમકે ઉપદેશ અધિકારીને ઉદ્દેશીને હોય છે, અનધિકારીને ઉદ્દેશીને હોતો નથી

## નિત્યકર્મઉપરાંત બ્રાહ્મણોનુ વિશેષકર્તવ્ય, તેમણે આજીવિકામાટે શું કરવુ? કરવાયોગ્ય ને ન કરવાયોગ્ય ધંધાઓ.

બ્રાહ્મણે સ્નાન, સધ્યા, ગાયત્રીજપ, હોમ, સત્શાસ્ત્રનુ અર્થતાત્પર્યના જ્ઞાનસહિત વાચન, ઇષ્ટદેવનુ પૂજન ને વૈશ્વદેવ એ કર્મઉપરાત પરમાત્માનું ધ્યાન તથા પરમતત્ત્વનો વિચાર કરવામા પોતાના સમયનો મુખ્યભાગ વ્યતીત કરવો જોઇએ, અને અવશેષ સમય અન્યજનોને તેમના અધિકારપ્રમાણે સ્વધર્માનુસાર સદ્ધર્મનો ઉપદેશ કરવામા ને ન્યાયપૂર્વક આજીવિકાના સાધનો સપાદન કરવામાં વ્યતીત કરવો જોઇએ બ્રાહ્મણે પાતાના ધર્મનું પરિપાલન કરી અયાચકવૃત્તિથી રહેવુ ઉત્તમ છે. જે બ્રાહ્મણને પરમાત્મામા તેઓ વિશ્વભર હોવાથી મને આજીવિકાનાં સાધનો પૂરાં પાડયા કરશે આવો પૂર્ણ વિશ્વાસ ન હોય તે બ્રાહ્મણે પોતાના તથા પોષ્યવર્ગના નિર્વાહમાટે થોડા સુપાત્ર મનુષ્યોને ઘેર અન્નાદિની યાચનામાટે જવુ, પણ રાંકાની પેઠે

ઘેર ઘેર લોટ માગવા વા દાણા માગવા નીકળવુ યોગ્ય નથી જે બ્રાહ્મણને અન્યપાસે યાચના કરવી અયોગ્ય પ્રતીત થતી હોય તેણે કથાવાર્તા, વ્યાપાર, વકીલાત, જોષીપણુ, વૈદપણું, ખેડ કે સારી નોકરી એમાનો કોઇ એક ધધો કરવો દૂધ આદિ રસ વેચવાનો કે વીશીનો ધધો બ્રાહ્મણે બનતાસુધી ન કરવો દેવલકનો, ( પગાર લઇને દેવસેવા કરવાનો, ) પાણી ભરવાની વાસણ માજવાની હલકારાની સાધાવાળાની કે હમાલ આદિની હલકી નોકરીનો, હલકા વર્ણના ગોરપદાનો, કે ગામોટનો ધધો કરવો તે પણ બ્રાહ્મણને માટે યોગ્ય નથી એવો હલકો ધધો કરનારા બ્રાહ્મણો શુદ્ધ ભાવથી યોગ્ય પ્રયત્ન કરે તો તેમને તેમની યોગ્યતાપ્રમાણે ઉચો ધધો અવસ્ય મળી શકે

બ્રાહ્મણોને આપત્કાલમા ક્ષત્રિયનો તથા વૈશ્યનો ધધો કરી પોતાની આજીવિકા ચલાવવાની શાસ્ત્રે છૂટ આપી છે માટે જે બ્રાહ્મણો શાસ્ત્રમા કહેલા તેમના મુખ્ય ધધાથી પોતાની આજીવિકા ન ચલાવી શકતા હોય તેમણે પ્રામાણિકપણે કોઇ આબરૂવાળી નોકરી કરવી, વકીલાત કરવી, વ્યાપાર કરવો, ખેતી કરવી કે પશુપાલન કરવુ તેમણે જે ધંધો કરવો તે નીતિથી કરવો, ને આળસુ સ્વભાવ ત્યજી ઉદ્યોગી સ્વભાવ રાખવો

## મનને સુવિચારયુક્ત રાખવું, તેને નવરુ ન રહેવા દેવું.

મનના સારાનરસા વિચારની ઇદ્રિયો ને શરીરપર સારીનરસી અસર થાય છે માટે પ્રત્યેક બ્રાહ્મણે કુવિચારથી પોતાના મનને દૂર રાખી ધૈર્ય ને સાવધાનતાથી તેને સુવિચારમાં જોડતા રહેવુ જોઇએ. દુષ્ટ વિષયોના ચિતનથી મનુષ્ય શને શને અધોગતિને પામે છે માટે તેવા ચિતનમા મનને ન જોડાવા દેવાસારુ તેને કોઇ સારા કામમા જોડેલુ રાખવુ, પણ નવરુ ન રહેવા દેવું. " નવરો નખોદ વાળે " એ ન્યાયે નવરુ મન દુષ્ટ વિષયોના ચિતનવડે જીવનુ બહુ

અનિષ્ટ કરે છે. બીજુ કોઇ સારું કામ પ્રાપ્ત ન હોય તે કાલે તેને પોતાના ઇષ્ટદેવના સ્મરણધ્યાનમાં જોડવુ, પણ નવરુ ન રહેવા દેવુ નવરુ મન બાબરાભૂતની પેઠે જીવને ભય આપે છે. હરપાળ મકવાણે કોઈ વેલા બાબરાભૂતનો પરાજય કરી તેની સાથે ઠરાવ કર્યો હતો કે " હુ જે કામ બતાવુ તે કામ તારે કરવુ " તે વાતની બાબરાભૂતે " જો તમે મને કામ ન બતાવી શકો તો હુ તમારૂં ભક્ષણ કરી જાઉં" એ શરતે બતાવેલુ કામ કરવાની હા કહી પછી હરપાળ મકવાણો બાબરાને જે કામ કરવાનું કહે તે કામ તે પોતાના અલૌકિક સામર્થ્યથી તુરત કરી આવે. આમ થવાથી હરપાળ મકવાણાપાસે બાબરાને કહેવાયોગ્ય કોઇ કામો ન રહ્યાં, તેથી તે બહુ મુંઝાવા લાગ્યો, ને ખોટાં ખોટા કામોમા તેને જોડી તે પોતાના ભયમા આવી પડેલા જીવનને ચિતાતુર સ્થિતિએ લબાવવા લાગ્યો. હરપાળ મકવાણાની આવી ચિતાતુર સ્થિતિ જોઇ તેના એક મિત્રે તેને પૂછ્યુ કે—"હમણા તમે નિરતર ચિતાતુર કેમ દેખાઓ છો ? " તેના ઉત્તરમા તેણે પોતાને માથે પોતાની ભૂલથી જે પીડા આવી પડી હતી તે પીડાની વાત તેને કહી દેખાડી તે મિત્રે હરપાળ મકવાણાને કહ્યુ કે—"આવી નજીવી વાતમાં તમે મુંઝાઇને નકામી ચિતા શામાટે કરો છો ? તેની પાસે મલબારના વનમાથી એક મોટો વાસ મગાવી તે તમારા ઘરના આગણામા ખોડાવો, પછી જ્યારે કામ હોય ત્યારે તમે બાબરાને કામ બતાવજો, ને જ્યારે તમારે કામ ન હોય ત્યારે તેને તે વાસપર ચઢઊતર કરવાનુ કહેજો. ચઢઊતરનો અત નથી તેથી તમને ભયનુ કારણ રહેશે નહિ, ને તેની પાસેથી યોગ્ય કામ પણ તમારાથી સુખપૂર્વક લઈ શકાશે. " હરપાળ મકવાણો પોતાના મિત્રની ઉપરની સૂચનાથી પ્રસન્ન થયો, ને પછી તે પ્રમાણે વ્યવસ્થા કરી નિશ્ચિત થયો એવી રીતે પ્રત્યેક બ્રાહ્મણ પણ

આશ્રરાભૂતના જેવા પોતાના મનને વ્યવહારપરમાર્થના કામમાંથી તે જ્યારે નવરુ થાય ત્યારે તેને ઇષ્ટદેવના સ્મરણધ્યાનમા જોડવારૂપ અદ-ળીતર કરાવ્યા કરે તો તેથી તેને હાનિ ન થતા લાભજ થાય

## સત્પુરુષોનો સમાગમ તથા સતશાસ્ત્રોનુ અધ્યયનવાચન કરવા વિષે.

બ્રહ્મણે પોતાના મનને સારા વિચારમા રાખવાનુ બલ મેળવવા-માટે સત્પુરુષોનો શ્રદ્ધાભક્તિપૂર્વક સમાગમ રાખવો જોઇએ, ને સત્શાસ્ત્રોનુ આદરપૂર્વક અધ્યયનવાચન કરવું જોઇએ. કુસસ્કારોનું પોષણ કરનારા કે નવા કુસસ્કારો પાડનારા નઠારા ગ્રથો તેણે ભૂલથી પણ ન વાચવા જોઇએ, તેમજ દુરાચારી માણસોને હલાહલ વિષથી પણ વધારે અપકારક સમજી તેમનો ક્ષણમાત્ર પણ સગ તેણે ન સેવવો જોઇએ.

## પરદારસેવનરૂપ વ્યભિચારથી દૂર રહેવાવિષે.

પ્રત્યેક બ્રાહ્મણે શરીર, વાણી ને મનથી પરદારસેવનરૂપ વ્યભિચારથી દૂર રહેવુ જોઇએ વ્યભિચારથી વ્યભિચારીને દ્રવ્યની હાનિ થવાઉપરાત તેના શરીર, ઇંદ્રિયો ને મનના સામર્થ્યની તથા પ્રતિષ્ઠાની પણ હાનિ થાય છે બ્રાહ્મણનુ બ્રાહ્મણત્વ બ્રહ્મચર્યથી શોભે છે માટે પ્રત્યેક બ્રાહ્મણે પોતાની સ્ત્રીમાજ સતોષ રાખવો જોઇએ પિતા, માતા કે એમાંનુ કોઇ એક વ્યભિચારી હોય તો તેમના બાળકો પણ લઘુવયમાથીજ દુરાચરણી થાય છે. ને તેમની પ્રજા પણ દુરાચારી નીવડે છે વળી વ્યભિચારીનો પરલોક પણ બગડે છે. એક દોષ બીજા દોષને ખેચી લાવવાના સ્વભાવવાળો હોવાથી વ્યભિચારીમાં ધીરે ધીરે બીજા દોષો પણ આવી એકત્ર થાય છે, ને તે સર્વ તેને બહુ દુખી કરે છે.

## અનાથ વિપ્રવિધવાઓને આશ્રય તથા શિક્ષણ આપવાવિષે.

પ્રત્યેક નગરમાં અને ગામમા રહેનારા વિપ્રોએ પોતપોતાના નગરમા અને ગામમાં રહેતી અનાથ વિપ્રવિધવાઓના નિર્વાહમાટે પચના દ્રવ્યમાંથી અથવા સ્વસામર્થ્યાનુસાર પોતપોતાના દ્રવ્યમાથી યોગ્ય વ્યવસ્થા કરવી જોઇએ, તથા તેમના સ્વધર્મના જ્ઞાનમા વૃદ્ધિ થઇ તેઓ શ્રેષ્ઠ રીતે સદાચારનું પાલન કરી શકે એવા શિક્ષણની પણ તેમને માટે વ્યવસ્થા કરવી જોઇએ. કેટલીક વેલા વિધવાના માબાપ, ભાઇઓ કે સાસરાવાળા વિધવાને યોગ્ય આશ્રય આપતા નથી, તથા તેમના મનને સદ્ધર્મભણી વાળવા યોગ્ય પ્રયત્ન સેવતા નથી તેથી તેમની તે ભૂલનુ તે સવને માટે બહુ અનિષ્ટ પરિણામ આવે છે સાસુસસરાએ પોતાના પુત્રની વિધવા વહુપર ને માબાપે પોતાની વિધવા પુત્રીઉપર અવશ્ય દયા રાખવી જોઇએ, અને પોતાના સામર્થ્યાનુસાર તેને અવશ્ય સાહાય્ય કરવુ જોઇએ

## ક્રોધાદિ ચિત્તદોષો ત્યજવાવિષે.

ક્રોધ, લોભ, મદ, મોહ, મત્સર, દભ, કપટ, ભય ને ચિતા ઇત્યાદિ ચિત્તદોષો અપકારક હોવાથી સર્વમનુષ્યોએ અવશ્ય ત્યજવાયોગ્ય છે ત્યારે વર્ણોના ગુરુ ને ભૂદેવો એવા શ્રેષ્ઠ નામથી ઓળખાતા બ્રાહ્મણોએ એ ત્યજવા જોઇએ એમા શુ કહેવુ ? ક્ષુદ્ર ક્ષુદ્ર વાતમાં શ્વાનોની પેઠે બ્રાહ્મણો પરસ્પર ક્રોધને વશ થઇને ક્લેશ કરે તે ઇચ્છવાયોગ્ય નથી ક્રોધ શાતિનો વિઘાતક છે જે હૃદયમા શાંતિ ન હોય ત્યા સુખ પણ ક્યાંથી હોય ? એવી રીતે ક્રોધ સુખને પણ વિદૂર કરનારો છે. ક્રોધથી શરીરમાનું લોહી ઊકળે છે, ઇંદ્રિયો ને અત.કરણ પ્રમત્ત ક્ષોભયુક્ત થાય છે, અને જીવાત્મા સમ્મોહયુક્ત થાય છે, સમ્મોહથી તેને શાસ્ત્ર તથા ગુરુની આજ્ઞાનું ને તદનુકૂલ કર્તવ્યનું

વિસ્મરણુ થાય છે, તે વિસ્મરણથી બુદ્ધિનો (આત્માની સમજણનો) નાશ થાય છે, ને બુદ્ધિના નાશથી પુરુષ જીવતો છતા મુઆજેવો થઇ જાય છે. એવી રીતે ક્રોધને અત્યત અપકારક વિચારી પ્રત્યેક બ્રાહ્મણે તેનો ત્યાગ કરવા પ્રયત્નશીલ રહેવુ જોઇએ, અર્થાત્ તેણે ક્રોધઉપરજ ક્રોધ કરી તેને દૂર કરવો જોઇએ આહારવિહાર સાત્ત્વિક રાખવાથી તથા અહિસા ને ક્ષમાના પરિપાલનવડે જેમણે ક્રોધનો જય કર્યો છે એવા પુરુષોનો અનુકૂલબુદ્ધિવડે સગ કરવાથી ક્રોધનો જય કરી શકાય છે પોતાના માનેલા પદાર્થોનો ત્યાગ સહન ન થઈ શકવો વા દ્રવ્ય સંપાદન કરી એકત્ર કરવામા નિરતર મનોવૃત્તિ રાખવી તે લોભ કહેવાય છે. લોભને મર્યાદામા ન રાખતા જે મનુષ્ય લોભને વશ થાય છે તે મનુષ્ય ઘણા પાપો કરે છે, ને ઇશ્વિરે તેને તેના કર્માનુસાર જે સુખ આપ્યુ હોય તેનો તે ભોક્તા થઈ શકતો નથી. દશ્ય પદાર્થોમા અત્યત મમતા રાખવાથી મનુષ્ય ધર્મને તથા મોક્ષને માટે પોતાને જે કતવ્ય છે તે કરી શકતો નથી તેથી તેની અધોગતિ થાય છે. ઔદાર્ય તથા સતોષવડે જો લોભનો જય કરવામા આવે તો તેથી મનુષ્ય આ લોકમા તથા પરલોકમાં સુખનો ભાગી થઈ શકે છે અનાત્મ ને અનિત્ય પદાર્થોમાં લોભ રાખવાને બદલે મનુષ્ય જો ચૈતન્યરૂપ ને નિત્યપદાર્થરૂપ પરમાત્મામા વા તેમની પ્રાપ્તિનાં સાધનોમા લોભ રાખે તો તેને બહુ લાભ થાય. ધન, સત્તા, વિદ્યા, યૌવન, રૂપ, કુલ ને આચારાદિ અનિત્ય પદાર્થોનો મદ રાખવો તે પણ મનુષ્યની ઊર્ધ્વગતિ રોકી તેની અધોગતિ કરાવનાર છે મદ રાખવાની અગત્ય હોય તો દભદર્પાદિ આસુરીસંપત્તિનો નાશ કરવામા મદ રાખવો ઉચિત છે. કર્તવ્યને અકર્તવ્યરૂપે જાણવુ, વા હિતના સાધનોને અહિતનાં સાધનોરૂપે ને અહિતનાં સાધનોને હિતનાં સાધનોરૂપે જાણવાં તે મોહ એટલે

અવિવેક કહેવાય છે જગતનો મોટો ભાગ મોહને વશ વર્તીને દુખી થાય છે જેઓ સુખ સંપાદન કરવા ઇચ્છતા હોય તેમણે તો અવશ્ય વિવેકવડે મોહનો ત્યાગ કરવો જોઇએ સેકડો દુખોથી ઘેરાયેલા વિષયોને સુખરૂપ માની મનુષ્યોનો ઘણો ભાગ નિરતર તેની ઉપાસનામા તત્પર રહે છે એ મોહનોજ અગાધ મહિમા છે મત્સર અથવા ઇર્ષ્યા મનને સદ્ગુણરહિત તથા દાહયુકત રાખે છે, અર્થાત્ મત્સરી માણસ ગુણવાનોના ગુણોનુ માહાત્મ્ય સમજી ગુણવાન્ થઇ શકતો નથી, તથા જેના તેના અભ્યુદયની વાત સાભળી તે મનમા બળ્યા કરે છે, તેથી તે પોતાના અભ્યુદયને વા નિશ્રેયસને સાધી શકતો નથી. પોતાનુ શ્રેય ઇચ્છનારે તે મત્સર મૈત્રીની ભાવનાથી દૂર કરવો જોઇએ. દભ ધર્માભિનો ડોળ દેખાડવો તે—પણ મનુષ્યના અભ્યુદય તથા નિશ્રેયસમા પરમવિઘ્નરૂપ છે માટે પોતાનુ હિત ઇચ્છનારે તે ત્યજવાયોગ્ય છે. કૂડકપટવાળો વ્યવહાર કરવો એ પણ સર્વથા નિંઘ છે સત્ય ને પ્રામાણિકતા ત્યજી જેઓ કૂડકપટથી બીજાને છેતરવાનુ કામ કરે છે તેમનુ પરિણામે સારુ થતું નથી " કૂડ ત્યા ધૂડ " ને " ધર્મે જય ને પાપે ક્ષય " એ કહેવતોપ્રમાણે કૂડકપટ કરનારા માણસો અતે આ લોક પરલોકમા દુખી થાય છે. કૂડકપટ કરનારા, મિથ્યાભાષણ કરનારા ને વિશ્વાસઘાતી જે બ્રાહ્મણો હોય તે બ્રાહ્મણો બ્રાહ્મણ એ પવિત્રનામને મહાકલક લગાડનારા ગણાય છે. દેવોની પરલોકમા કેવી સ્થિતિ હોય છે તે અન્ય લોકોને દેખાડવામાટે તથા તેમને સુધારવામા ઉદાહરણરૂપ થવામાટે પૃથ્વીપરના ભૂદેવો છે તેથી તેમનાં અતકરણો તો દૈવીસપત્તિવાળાજ જોઇએ, તેમા આસુરીસપત્તિનો ગધ પણ નજ જોઇએ જો પ્રત્યેક બ્રાહ્મણ આટલુજ સમજી તદનુકૂલ વર્તે, અર્થાત્ આસુરીસપત્તિ ત્યજી દૈવીસપત્તિ-

વાળો થાય તો સ્વલ્પકાલમા તેની સ્થિતિનું રૂપાતર થઈ જાય, અર્થાત્ તેની માનસસ્થિતિ બદલાવાથી તેની બહાર દુ ખમય પ્રતીત થતી સ્થિતિ પણ સુખમય પ્રતીત થવા લાગે. ભયનામનો મનોવિકાર પણ વિવેકી મનુષ્યે ત્યજવાયોગ્ય છે કોઈ પણ સારુ કામ કરવામાં પોતાનુ હિત ઇચ્છનારે લેશ પણ ભય ધરવુ ઉચિત નથી કોઈ શુભ કામ કરવાનો આરભ કર્યા પછી અથવા પ્રારબ્ધકર્મના ઉદયથી ભયની સામગ્રી સમીપ પ્રાપ્ત થાય ત્યારે પણ મનને નિર્ભય રાખી યોગ્ય ઉપાયો કરવા, પણ ભયથી પોતાના મનને વ્યાકુલ થવા દેવુ નહિ. પ્રિય પ્રાણી કે વસ્તુનો વિયોગ થયે વા ઇચ્છિત વસ્તુ કે પ્રાણીની પ્રાપ્તિ ન થયે મનને ચિતા કે શોકમા નિમગ્ન કરવુ એ પણ વિવેકી મનુષ્યને યોગ્ય નથી જે બનવાનુ હોય તે બને છે, ને જે નહિ બનવાનું હોય તે બનતુ નથી, તથા મારો ને અન્ય પ્રાણિપદાર્થનો સયોગ અસ્થાયીજ છે, તો નિરર્થક ચિતા કે શોક કરી મારા સ્વાભાવિક સુખથી મારે શામાટે વિયોગી થવુ જોઇએ? ચિતા કે શોકાદિ ગયેલા પ્રાણીને કે વસ્તુને પુન પ્રાપ્ત કરાવવામા સાધનરૂપ નથી, તેમજ મનોબલ, ઇંદ્રિયબલ કે શરીરબલ વધારવામાં પણ તે સાધનરૂપ નથી, પણ ઊલટાં તે મનોબલ આદિને ક્ષીણ કરનારાં છે, તો મારે મારા ચિત્તમાં તેમને શામાટે અવકાશ આપવો જોઇએ? ચિતા કે શોકાદિવડે પોતાનું મન જ્યારે પરાભવ પામેલું જણાય ત્યારે મનુષ્યે એવા વિચારવડે તેમને દૂર કરી દેવાં જોઇએ.

## આળસ, પ્રમાદ ને દીર્ઘસૂત્રતા પણ ત્યજવાં જોઇએ.

આળસ એ શરીરાદિમાં રહેલો ભયકર શત્રુ છે. એ શત્રુના પ્રસાદથીજ ઘણા મનુષ્યો દ્રવ્યહીન ને વિદ્યાહીન રહે છે માટે એ

ભયંકર શત્રુને ઉદ્યોગવડે દેહપાર વા અંતઃકરણની બહાર કરી દેવો જોઇએ પ્રત્યેક મનુષ્ય જે સતત શુભઉદ્યોગપરાયણ રહે તો તેનું મન પવિત્ર રહે, તેની ઇદ્રિયોનું બલ વધે, તેનુ શરીર નીરોગ રહે, ને તેની બાહ્યસ્થિતિ પણ સારી રહે. જે જે દેશના વા જે જે વર્ણના લોકો આળસના ઉપાસક હોય છે તે તે દેશ વા વર્ણ દરિદ્રી, વિદ્યાહીન ને પ્રાયશ નીતિહીન હોય છે. જે જે બ્રાહ્મણોને તમે દરિદ્રી, વિદ્યાહીન, દુર્વ્યસની ને નીતિહીન જુઓ તે તે બ્રાહ્મણો આળસનામના બ્રાઅરાક્ષસના પૂજારી હશે એ વાત તમારે નિશ્ચયપૂર્વક સત્ય માનવી એમા તમારે લેશ પણ શકા ન કરવી હે ભૂદેવો! જો તમે સુખી થવા ઇચ્છતા હો તો ઇશ્વરે કૃપા કરી તમને જે મનુષ્યનું ને તેમા પણ બ્રાહ્મણનું જીવન આપ્યુ છે તે જીવનને આળસમા વ્યતીત ન કરો, પણ તેને સતત ઉદ્યોગવાળુ રાખો વપરાતા વાસણો ઊજળા રહે છે, ને નહિ વપરાતા વાસણોપર કાટ ચઢે છે એ શુ તમને જ્ઞાત નથી? જો તે તમને જ્ઞાત હોય તો તમે તમારા મનને, ઇંદ્રિયોને ને શરીરને શામાટે નિરતર શુભકામ કરવારૂપ વપરાશમાં રાખતા નથી? વાસણના ઉપર કાટ ચઢે છે તે કાટના કરતા આ કાટ ઘણોજ હાનિકર છે માટે તે આળસરૂપ કાટને તમારે ઉદ્યોગવડે તુરતજ દૂર કરી દેવો જોઇએ. આળસ એ અફીણના જેવુ ગુપ્ત વિષ છે એમ વિદ્વાનો કહે છે. કર્તવ્યનું વિસ્મરણ પ્રમાદ કહેવાય છે પ્રમાદથી માણસને ડગલે ડગલે અનેક દુ ખોની પ્રાપ્તિ થાય છે માટે વિવેકીએ પોતાનું પ્રત્યેક કર્તવ્ય સાવધાનતાપૂર્વક કરવાનો સ્વભાવ પાડી તે પ્રમાદને દૂર કરી દેવો જોઇએ. એક દિવસમા થઈ શકે એવુ કામ હોય તે છ માસે પણ પૂરુ ન કરવાનો અર્થાત્ પોતાના અગત્યના કામને લબ્રુ લબાવવાનો સ્વભાવ તે દીર્ઘસૂત્રતા

કહેવાય છે. દીર્ઘસૂત્રતાથી પણ માણસની પડતી સ્થિતિ થાય છે માટે તે દીર્ઘસૂત્રતાને શીઘ્ર કામ કરવાનો સ્વભાવ પાડી મનુષ્યે દૂર કરવી જોઇએ.

## કર્તવ્યવિમુખતા ત્યજી કર્તવ્યપાલન કરવાવિષે.

પ્રત્યેક બ્રાહ્મણે અને બ્રાહ્મણજ્ઞાતિના શેઠો વા પટેલોએ પોતાના લૌકિક ને પારમાર્થિક કર્તવ્યમા નિષ્ઠા રાખવી જોઇએ. કર્તવ્યમાં નિષ્ઠા રાખી તદનુકૂલ સદાગ્રહપૂર્વક વર્ત્યા વિના કોઈ પણ બ્રાહ્મણની કે બ્રાહ્મણજ્ઞાતિની ઉન્નતિ થવી સભવિત નથી પૂર્વના ઋષિમુનિઓ શ્રેષ્ઠ પદે વિરાજતા હતા તેનું મુખ્ય કારણ તેઓ કર્તવ્યનિષ્ઠાવાળા તથા તદનુકૂલ સદાગ્રહપૂર્વક વર્તનારા હતા તે હતું. વર્તમાનકાલમાં બ્રાહ્મણોના મોટા ભાગની જે અધમ સ્થિતિ જોવામા આવે છે તેનું મુખ્ય કારણ તેમની કર્તવ્યવિમુખતાવિના અન્ય નથી. વિવેકીઓ મરણ-કરતાં પણ કર્તવ્યવિમુખતાને વધારે અપકારક ગણે છે. જે જે બ્રાહ્મણોએ કર્તવ્યનિષ્ઠા ત્યજી કર્તવ્યવિમુખતાનુ શરણ ગ્રહણ કર્યું છે તે તે બ્રાહ્મણોની સ્થિતિ વર્તમાન સમયમા કેવી અધમ છે તે સમજુ મનુષ્યોને અજ્ઞાત નથી. કેટલાક બ્રાહ્મણો રાંકાની પેઠે લોટ કે દાણા માગવા નીકળે છે, કેટલાક બ્રાહ્મણો દેવળકનુ-પગાર લઈ કોઈ દેવના પૂજારીનું-કામ કરે છે, કેટલાક બ્રાહ્મણો મજુરીનું કે સાથીનુ કામ કરે છે, કેટલાક બ્રાહ્મણો કોઇને ઘેર પાણી ભરવાનું કામ કરે છે, કેટલાક બ્રાહ્મણો પોલીસનું સાધાવાળાનુ કે કચેરીમાં પટાવાળાનું કામ કરે છે, ને કેટલાક બ્રાહ્મણો હલકારાનું કે ગ્રામદૂતનું (રૂરલ મેસેન્જરનું-વિલેજ પોસ્ટમેનનું) કામ કરે છે. આવી અધમસ્થિતિમાંથી ઉચ્ચસ્થિતિએ પહોંચવાનો માત્ર એકજ મુખ્ય ઉપાય છે, ને તે કર્તવ્યનિષ્ઠાનું અનુસરણ

છે. હે વ્યાવહારિક દુઃખાનુભવ કરનારા ભાઇઓ ! તમે વિદ્યાનું અધ્યયન કરવાના ને સદાચારથી વર્તવાના તમારા મુખ્ય કર્તવ્યનું સ્મરણ કરો. માત્ર તેનું સ્મરણ કરીનેજ ન બેસી રહો, પણ તે મુખ્ય કર્તવ્યનું તમ ઉત્સાહપૂર્વક પરિપાલન કરો જો તમે આમ કરશો તો તમારી બાહ્યાભ્યંતર સ્થિતિમાં ફેર પડ્યા વિના રહેશે નહિ, અર્થાત્ તમારી દુઃખમય સ્થિતિ દૂર થઈ તમે સુખમય સ્થિતિવાળા થશો

## ઉપસંહાર.

સર્વ દુરાચારો દ્વિજાદિ મનુષ્યના પ્રાપ્તવ્યવહારને, પ્રતિષ્ઠાને, શરીરના સાત્ત્વિક સામર્થ્યને, ઇંદ્રિયોના સાત્ત્વિક સામર્થ્યને, અંતઃકરણના સાત્ત્વિક સામર્થ્યને, અંતઃકરણના દૈવી સામર્થ્યને અને અંતઃકરણના ઐશ્વર સામર્થ્યને હાનિ પહોચાડે છે માટે સમજુ દ્વિજોએ સર્વ પ્રકારના દુરાચારનો પ્રયત્નપૂર્વક પરિત્યાગ કરી પરમાદરથી સદાચારનુ સેવન કરવુ જોઇએ, અને પોતાના અંતઃકરણને પવિત્ર, સ્થિર ને અન્તરાત્માથી અભિન્ન બ્રહ્મના દૃઢ જ્ઞાનવાળું કરી પોતાના મનુષ્યજીવનને સફલ કરવુ જોઇએ

પ્રત્યેક જ્ઞાતિના બ્રાહ્મણો, ને વિશેષે ઔદીચ્યબ્રાહ્મણો, અને તેમાં પણ ઔદીચ્યસહસ્રજ્ઞાતિના બ્રાહ્મણો જો પોતાનાં મન ઇંદ્રિયો ને શરીરના દુરાચારો ત્યજી તમને સદાચારમાં પ્રવૃત્ત કરવા પ્રયત્નવાન્ રહેશે તો તેથી તેમની અવશ્ય ઉન્નતિ થશે. એક એક ઔદીચ્યસહસ્રબ્રાહ્મણ મળીને સમસ્ત ઔદીચ્યસહસ્રબ્રાહ્મણજ્ઞાતિ થઇ છે માટે પ્રત્યેક ઔદીચ્યસહસ્રબ્રાહ્મણે પોતામા તથા પોતાના કુટુંબમાં સદાચાર વૃદ્ધિ પામે, ને દુરાચારનો નિઃશેષ નાશ થાય એમ શુદ્ધભાવથી સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવો જોઇએ જે પરમાત્માના મુખરૂપ બ્રાહ્મણો છે તે પ્રણતપાલ પરમાત્મા પ્રત્યેક ઔદીચ્યબ્રાહ્મણને તેની ઉન્નતિ થાય તેવા પોતાના કર્તવ્યમાં પ્રીતિ ઉપજાવવા તથા તદનુકૂલ પ્રીતિપૂર્વક વર્તવાનું શુભ બલ આપવા અનુકંપા કરો એમ ઇચ્છી વૃત્તિ વિરામ પામે છે. ઇતિ શિવમ્.